# તાઅલીમુન્નીસા.

એટલે

## ઓરતોની તાઅલીમ.

## ભાગ ૩ જો, તથા ૪ થો.


પ્રગટ કરનાર

**હાજી ગુલામઅલી હાજી ઇસમાઇલ.**

અધિપતી "સલ્તનત" અને "નુરેઇમાન" તફસીર, તોહફતુલ

આબેદીન, મેઅરાજુસ્સઆદત, મદરેસુનીર વી૦ વી૦

૭૬ કીતાબોના કર્તા.



અમદાવાદ—પાંચપટી.

કીંમત ચાર આના પોસ્ટેજ ૦)॥ આફીસ ૦)-

માહે જમાદીઉલ આખર સન ૧૩૨૯ હી૦

ઇસ્નાઅશરી પ્રીન્ટીંગ પ્રેસ—અમદાવાદ.

# ઇસ્લામી કીતાબો વી૦ નું ટુંક લીસ્ટ

**૧ કુરઆને શરીફની** ઉમદા તફસીર અસલ અરબી ખુશનુમા આયતો તેની પાછળ તેજ આયતો ગુજરાતી શોભીતા મોટા હરફમાં તથા તરજુમો તે પછી તફસીર તાવીલ વી૦ વી૦ થી ભરપુર મોટા ૨૬૦૦ પેજમાં કે જે રોયલ ૮ પેજી ૫૨૦૦ પેજ થયાં તેના દસ દસ સીપારાના ૩ ભાગ છે. પાકા પુંઠા સાથે પોસ્ટેજ રજીસ્ટર સુધ્ધા હરેક ભાગના રૂ ૧૦)= ત્રણે ભાગના રૂ ૩૦ા= આફ્રીકા વી૦ માટે પાંચ ભાગ કર્યા છે પોસ્ટેજના તથા બે પુંઠાના રૂ. ૪ા વધારે કુલ રૂ. ૩૪ા= હીંદુસ્તાનના પાંચ ભાગના રૂ. ૩૧ાા=

**૨ અમ્માનો પારો**—જેની અંદર ૩૭ સુરા છે, પહેલે અરબી ખુશનુમા હરફોમાં આયતો અને તેની પાછળ તેજ આયતો ગુજરાતી મોહટા શોભીતા ટાઇપમાં તેની નીચે ગુજરાતીમાં તરજુમો અને તે પછી તેની તફસીર છે હદીયો રૂ ૧ા પોસ્ટેજ ૦)= આફ્રીકાના ૦ા=

**૩ હદીકએ શહાદત** જેમાં ઉરદુ શીરીન ભાષા ગુજરાતી મોટા હરફમાં ૪૦ મજલીસો છે પાકા પુંઠાની મોટા કદની છે. કીમત રૂ ૧ા પોસ્ટેજ ૦)= આફ્રીકાના ૦ા ઉંચા કાગળ વાળીનો રૂ ૧) વધારે.

**૪ રાહેનજાત** માસીક ચોપાન્યુ ઉમદા ઉમદા દીન ઇસ્લામની બાબતો હીકાયતો હદીસો કીસ્સા વી૦ થી ભરપુર ૩૨ પેજમાં નીકળે છે જેનું ૧૩ મું વરસ ચાલે છે વરસ ૧ ના અગાઉથી રૂ ૨)

**૫ નુરેઇમાન** બે માસીક ચોપાન્યું ઇમામે હુસયન અ૦ ની મુસીબતની રીવાયતો મરસીયા તથા સલામ વી૦ તથા મોઅજીઝા રજાએલ વી૦ ૩૨ પેજમાં ૧૨ મું વરસ ચાલે છે, વરસે રૂ ૧) આફ્રીકા ૧)= **રાહેનજાત** ન લીએ તેનો રૂ૦ા વધારે.

**૬ મેઅરાજુસ્સઆદાહ** જેમાં રૂહની બીમારીયોનો ઇલાજ છે ભાગ ૧ લો પોસ્ટેજ સાથે રૂ ૩ા= આફ્રીકા ૩ાા

# તાંઅલીમુન્નીસા.

## ભાગ ૩ જો.

બિસમિલ્લાહિર રહમાનિર રહીમ.

નસીહત માટે એક રમુજી ગોઠવેલી રસીક હીકાયત.

(મોતીયોકાહાર નામની કીતાબમાંથી દસ્તેખાબ.)

### પ્રકરણ ૧૧ મું સહનક.

વર્ષગાંઠની ધામધુમ જવા પછી મીર સાહેબના ઘરમાં સહનક*ના સામાનની તૈયારીયો થઇ.

બેગમ સાહેબ=(ખાનમ સાહેબને) અહીંયા તો જુદા જુદા કુંડાઓમાં સર સહનક જરૂર થાય છે, શેહરમાં તેનો શો રીવાજ છે?

ખાનમ સાહેબ=શેહરમાં તો તેની ભારે નાબીઝ છે અને

* આ એક હીંદુસ્થાન અને ગુજરાતના મુસલમાનોનો રીવાજ છે જે કેટલાંક પ્રસંગો ઉપર પાળવામાં આવે છે અને તે કેવી રીતે તે તેના આગળ આવતાં વર્ણન ઉપરથી સમજી શકાશે.

તે ભારે ધુમધામથી કરવામાં આવે છે, પણ મેં હે રીવાજ કીબલઓ કબ્બાના ઘરમાં જોયો નથી તેમજ હેનો કાંઇ બનાઇ પણ સાંભળી નથી, આપને ત્યાં કયારે કયારે થાયછે?

બેગમ સાહેબ=અહીંયા તો જુદીજુદી રીતે સહનક કરવામા આવે છે, છોકરાના જન્મ સમયમાં, સુન્નતામાં, પહેલી વર્ષગાંઠમાં, પછી કોઇ પણ વર્ષગાંઠમાં, બિસ્મીલ્લા-હમાં, લગ્નમા, અને છોકરીયોની માત્ર લગ્નકીધામાં, અને કેટલીક જગ્યાએ પહેલાં અને કેટલીક વખતે પછી અને કેટલીક વખતે ઢાંકણાંઓ દરમિયાન સહનક કરવામાં આવે છે. કોઇ જગ્યાએ ઝરદો કોઈ જગ્યાએ દાળભાત અને દહીં હોય છે, સારાં સારાં પકવાનો તૈયાર કરવામાં આવે છે. કોરા વાસણોમાં તે પકવાનો કાઢવામાં આવે છે અને ભાણાની કોરો ઉપર મેંહદી મીસ્સી અને ફુલ ઇત્યાદી મુકવામાં આવે છે, પણ એવી જગ્યાએ પુરૂષ અને છોકરાઓ આવી શકતા નથી, અને સ્ત્રીઓની સહનકનું ખાણું પુરૂષોને આપવામાં આવતું નથી, સ્ત્રીયોના સહનકના ભાણા ઉપર રાતો રૂમાલ, અને પુરૂષોના સહનકના ભાણા ઉપર સફેદ રૂમાલ ઢાંકવામાં આવે છે, તે ઉપરાંત જે ખાણું રાંધવામાં આવે છે તે સગા સ્નેહીયોમાં વહેંચાય છે. અને મુખ્યત્વે કરીને ન્યાઝનું ખાણું એજ બીબીયો ખાઈ શકે છે કે જેણીયો પરહેઝગાર અને નમાઝી હોય છે અને જેઓનાં ચાલચલગતમાં શંકા હોય છે અને જે સ્ત્રીનો બીજો નીકાહ થએલો હોય છે તે ત્યાં જઇ શકતી નથી.

ખાનસાહેબ=મેં કોઇ જગ્યાએ એનો અસલ જોઇ નથી પણ હરેક જગ્યાએ નઝર અને ન્યાઝ થાય છે અને જાહેર રીતે જોતાં તેમાં કાંઈ હરકત નથી, બલકે બરકત થવાના કારણરૂપ છે. કદાચ એ રીવાજનું મુળ એથી રોપાયું હોય કે દીનદાર બાયોએ એમ વિચાર્યું હોય કે અગર અમે હઝરતના઼ ઝમાનામાં હોત તો અમારે ત્યાં આવતાં ટાંકણાઓમાં એ પાક બીબીયોને બોલાવત અને તેઓની શેવા બજાવી લાવત. અગર એમ બનવું અસંભવીત હોત તો તેઓ માટે ખાણું પકાવીને લઇ જાત. પણ તેવી બાબતો આ સમયમાં બનવા જોગ નથી તેથી તેઓની નઝર અને ન્યાઝ કરે છે અને સાદાતોને ખવરાવે છે. આ નીયત કાંઇ ખોટી નથી પણ તેને વાજીબ અથવા સુન્નત કહેવું ખોટું છે. પણ પોતાની શકતી પ્રમાણે એવું ખાણું તૈયાર કરે કે જે દાઅવત કરવા યોગ્ય હોય પણ આ દાળભાત દહીં ઇત્યાદી વસ્તુઓ કાંઈ સારી અને ખાવા અને દાવત યોગ્ય ગણાય નહીં ઉપરાંત તે ખાણાઓ હીંદુઓના ખાણાઓને મળતા આવે છે માટે તેમાંની કેટલીક વાતો તરક કરવા જોગ છે, અને તેમાં સુધારો વધારો કરવો જોઇએ દાખલા તરીકે માટીના વાસણોમાં જેમાં ખાણું પકાવવામાં આવે છે તે કાઢી નાંખવામાં આવે અથવા તેની તહારત બરાબર રાખવી જોઇએ. જે વાસણો હીંદુ કુંભાર બનાવેલાં હોય તે વાસણોને પ્રથમ હોઝમાં ડુબોવી તડકામાં સુકવવાં જોઇએ જ્યારે સુકાઇ રહે ત્યારે વળી હોઝમાં ડુબોવી પહેલાંનીજેમ

કરે. ખાણુ પકાવનારીયો બાહોશ હોવી જોઇએ અને તેઓના હાથ પગ કપડાં ઇત્યાદી સઘલે પાક હોવાં જોઇએ, અને તેણીઓ તહારત અને નજાસતને પીછાણી શકે અને ગુસલની રીતો જાણતી હોય એવી હોવી જોઇએ અને મેંહદી ઓરસી ઇત્યાદીના પડીકા ખાણાની કોરે મુકવા એ એક વાહીયાત બાબત છે અને ફુલ નાંખવામાં જરૂરત નથી પણ ખુશબોદાર હોવાં જોઇએ પણ હારની આકૃતીમાં હોવાં જોઇયે નહીં, અને બેહતર એ છે કે વાસણોમાં ખાણું કાઢવાની પહેલાં તે ઉપર ગુલાબ કેવડો કસ્તુરી આદી સુગંધીદાર પદાર્થોનો પાસ બેસાડવો જોઇએ. અને અગર તે ઉપર રૂમાલ ઢાંકવે, એના હેતુથી છે કે તેના ઉપર ધુળ ન ઉડે તો ઢાંકણું ઢાંકવું જોઇયે. અને અગર રૂમાલ નમાવામાં દાખલ કરવાનો હોય તો તેને ઢાંકવો શામાટે જોઇયે બાળીને મુકી દયો; અને અગર પરદાની નીયતથી છે તો બેજાન વસ્તુઓ માટે પરદાની જરૂરત નથી; અને સાહાતના એકરાઓને ત્યાં ન આવવા દવા એ મુર્ખાઇ છે કેમકે જો જનાબે ફાતેમા ગઠ જમતાં હોત તો પોતાના ખુદાથી પરદો કરત નહીં તો પછી આતો નિરજીવ ખાણું છે તેનો પરદો કરવો નકામો છે. અને એ રીવાજ કે જે સ્ત્રીએ બીજો નાંકાહ કીધો હોય તે ત્યાં ન આવી શકે તે પણ તદન ગેરવ્યાજબી અને અપઠીત વાત છે બલકે તેમ કરવાથી શરીયતનું અપમાન થાય છે. અગર તે ઓરત પરહેજગાર અને રોઝા નમાઝની પાબંદ છે અને તેણીએ બીજા નીકાહ કર્યા

છે તો શું તે અપવિત્ર થઇ ગઇ? અને તેણે શરીઅત વિરૂદ્ધ કર્યું? "અસ્તગફેરૂલ્લાહ" તેણીયોએ બીજા નીકાહ કર્યો તેતો ઘણું સારૂં કર્યું. એ રીવાજ તો હીંદુઓની બ્રાહાણ અને ક્ષત્રીની સ્રીયોમાં છે કે જેણીએ બીજો ધણી કીધો હોય તેણી એબદાર ગણાય. તેઓની પેરવીથી મુસલમાનોએ એ રીવાજ ધારણ કરી લીધોછે. એવી ઓરતને સહુનકમાં ન આવવા દેવી તે માત્ર અજ્ઞાનતા અને જહાલત છે. જુઓ હજરતે રસુલે ખુદા સ૦ જેટલા નીકાહ કર્યા તેમાં એક બે શીવાય બીજી એકે બીબી નહતી કે જેઓના બીજા નીકાહ થએલા ન હોય. હજરતની સરવે બીબીયોમાં જનાબે ખદીજતુલ કુબરાનો મરતબો શ્રેષ્ટ છે અને ખુદાવંદાતઆલા પાસે તેઓની ઘણી ઇજ્જત અને આબરૂછે, તેઓના પહેલાં બે નીકાહ થઇ ચુકયા હતા અને આપણા હજરતની સાથે ત્રીજો નીકાહ હતો તો શું તેઓની ઇજ્જત આબરૂ કરતાં આપણી ઇજ્જત આબરૂ વધારે છે? એવી સ્રી કે જેના બીજા નીકાહ થયા હોય અને તે તમાકુ રોઝા ઇત્યાદી વાજેબાતની પાબંદ હોય તે બેશક "સહુનક"માં આવવાની લાયકાત ધરાવે છે.

## પ્રકરણ ૧૨ મું લગ્નકીયા.

### ફસલ ૧ લો લગ્નક્રીયાની શરૂઆત.

બેગમ સાહેબના બે સગાભાઇ તેજ સૈયદાબાદના

કરવામાં રહેતા હતા મોહટાનું નામ "મીર વિલાયતઅલી" અને નહાનું નામ "મીર હીમાયતઅલી હતું, વિલાયતઅલીના દીકરાના વિવાહ મીર હીમાયતઅલીની પુત્રી સાથે થયા હતા, તેઓની સાધારણ સ્થીતી હતી. લગ્ન પ્રસંગે કિંવા ગમ પ્રસંગે તેઓને સરકાર તરફથી મદદ મળતી હતી, બન્ને ભાઇયોએ પોતાના પુત્રના લગ્નની શુભ તારીખ ઠરાવવા માટે પોતાની બ્હેન બેગમસાહેબને બોલાવી, બેગમ સાહેબ ખાનમસાહેબને સાથે લઇ તેઓને ત્યાં ગઇ.

મીર વિલાયતઅલીની સ્ત્રી= તબીયત પુછીને ) આવો આપણે દેવડીમાં બેશીયે કે વખત પસાર થઈ જાય. આ સાંભળી ખાનમ સાહેબના કાન ફડક્યા. પછી દેવડીમાં પલંગ બીછાવવામાં આવ્યો; ઘરમાંથી કેટલીક અઠદની દાળ એક ખાટલો એક કથરોટમાં કેટલોક લોટ કેટલાંક હળદરનાં પડીકાઓ બહાર લઇ જવામાં આવ્યાં.

ખાનમ સાહેબ=બ્હાર કોણ છે? આ સામાન કોનાટ માટે અને કેમ લઇ જવામાં આવે છે?

બેગમસાહેબ=આંગણામાં પંડીતજી બેઠા છે તેઓ લગ્નનો શુભ અવસર ટીપણામાં જોશે. અને શુકન તરીકે અર્પણ કરવામાં આવશે.

ખાનમસાહેબ=ત્યારે હું તો રજા લઉંછું. આપ બેસો, આપના ભત્રીજા ભત્રીજીના લગ્ન છે, આપને આપનો અધીકાર છે. મને એવી શી પડી છે કે હું ખુદા રસુલને મુકી પંડીતની પુજા કરૂં અને પોતાનું દીન ઇમાન ગુમાવું !!

મીર વિલાયતઅલીની સ્ત્રી=ખાનમસાહેબ ! ઇમાનનું ગુમાવવું કેવું ?

ખાનમસાહેબ=જ્યારે બ્રાહ્મણ પુજવામાં આવે, ખુદાને છોડીને સીતારાઓની તાસીર ઉપર આધાર રાખવામાં આવે દુન્યામાં પહોંચતી ભલાઇ કે બુરાઈ સીતારાઓથીજ સમજવામાં આવે ત્યારે પછી ઈમાન કયાં રહ્યું ?

મીર વિલાયતઅલીની સ્ત્રી=આ કાંઈ નવી વાત નથી. પ્રાચિનકાળથી એ રીવાજ ચાલ્યો આવે છે!! અગર તેથી ઇમાનમાં અડચણ આવતી હોત તો આપણા વડીલો શામાટે એવો રીવાજ જારી રાખત ?

ખાનમસાહેબ=બેઅદબી માફ. આપણા વડીલો કાંઇ ખુદા અથવા રસુલ અથવા ઇમામ નહુતા કે જેથી આપણે આંખો મીંચી તેઓની પૈરવી કરવી વાજીબ સમજીયે, આપણને અલ્લાહ તઆલાએ બુધ્ધી આપી છે, આપણે ભલું શું અને બુરૂં શું અને ખરૂં શું અને ખોટું શું તે પાંછાણી શકીએ છીએ, માટે જો આપણે આપણી ભલાઇ અને બુરાઇનો વિચાર ન કરીયે તો તે આપણી મુર્ખાઈ અને ભુલ છે. મેંઢાઓ જેમ એક પછી એક ચાલ્યા જાય છે તેમ બુદ્ધીવાળા માણસે પોતાના વડીલોનાજ રસ્તે ચાલવું કોણે કહ્યું છે ? ધારો કે અગર વડીલો દારૂ પીતા આવ્યા હોત તો શું તમે તેને હરામ ન સમજત? અને તેને હલાલ ગણત ? આપણા વડીલો કાંઇ આલીમ અને મુજતહેદ નહુતા

કે જેઓની આ... પથરથી કરવી જોઇએ. "આસેફુદવલા" બાદશાહના હકુમતની શરૂઆતમાં શરીયત વિરૂધ્ધ ઘણી બાબતો હતી અને તે રીવાજ અને વડીલોની રસમ તરીકે મનાતી હતી, શીયાઓમાં ગાણા અને કવ્વાલીની બેઠકો થતી હતી, અહમદ કબીરની ગાય થતી હતી, પરીઓનો મેળાવડો કરવામાં આવતો હતો, સલારનો ઝંડો, અલવાનીની ભીડ ઇત્યાદી ઘણી ઘણી બીદઅતો અને શરા વિરૂદ્ધ કૃત્ય થતા હતા, તે જનાબ "કુરાનમઆબ" મુજતહેદના આવવાથી કેમ બંધ પડી ગયાં ? તે સમયમાં કોઇ તઅઝીયાદારીનું નામ પણ જાણતું નહતું, નમાઝ રોઝાથી પણ એટલા બધા જાણીતા નહતા તો પછી હવે કેમ એ વાતો કાઢી નાંખવામાં આવી ? એ સઘળું તો બાજુએ આપને એતો ખબર હશે કે બુઝુર્ગ સાદાતો અરબ અને ઇરાનથી અત્રે રહેવા આવેલાં છે, તેઓ હીંદુસ્તાનના હમેશાના રહેવાસી નથી, લગનક્રીયાઓ પણ થતી હતી તો કહો અરબસ્તાન અને ઇરાનમાં વારૂ પંડીત પુરાણી ક્યાં હતા કે તેઓને શુભ અવસર પુછતા ? તો બાઇસાહેબ ખરી વાત એ છે કે જ્યારે આપણે હીંદુસ્થાનમાં આવ્યા ત્યારે હીંદુઓની દેખાદેખી આપણે તેઓના રીવાજો પણ પાળવા લાગ્યા, અને એવા વખતમાં અત્રે જગ્યાએ જગ્યાએ આપણા નેક અને બદ તારીખો બતાવનારા આપણા આલીમો પણ નહતા તેથી લાચાર થઇ હીંદુ પંડીત અને જોશીઓને પુછવા લાગ્યા. પણ હવે તમારી લાચારી જતી રહી તમારા

મજમાં • તમારા મઝહબનો આલીમ મવજુદ છે તેને પુછી જુવો પંડીત પુરાણીને પુછવાથી શો ફાયદો? મીર વિલાયત-અલીની બીબી આ વીવેચન સાંભળીને ચુપ થઇ ગઇ અક્ષરે બોલી શકી નહીં.

ખાનમ. સાહેબ=ઠયો હવે હું જાઉં છું;

બેગમસાહેબ=જરા ઉભા રહો હું પણ ચાલુ છું.

ખાનમ સાહેબ=હું હવે જરાવાર પણ રહી શકતી નથી, મને પાન ખાવાની ઇચ્છા થઇ છે અને તરશ પણ ઘણી લાગી છે, અને હું અહીંયાનું તો ન પાન ખાઇશ ન પાણી પીઇશ.

મીર વીલાયતઅલીની સ્ત્રી=ખાનમ સાહેબ ! શું અમે હીંદુના પંડીતને શુભ ચોઘડીયું પુછવાથી હીંદુ થઇ ગયા કે તમે અમારા ઘરનું પાણી અને પાન નજસ જાણી પીવું ખાવું હરામ સમજો છો?

ખાનમ સાહેબ=નહીં, પણ મને તમારે ત્યાંની રીત ભાતથી એમ જણાયું કે તમે હીંદુઓથી જરાએ પરહેજ કરતા નથી, તો તમે હીંદુને ત્યાંનું દુધ ઘી મીઠાઇ સરવે ખાતા હશો માટે મ્હારે તમારા ઘરથી એહતેયાત કરવો ઘટે છે, આપ માઠું ન લગાડતા, શું કરૂં તદન લાચાર છું, ખુદા અને તેના રસુલના હુકમ વીરૂદ્ધ વરતી શકતી નથી.

મીર વીલાયતઅલીની સ્ત્રી=શું હીંદુને ત્યાંનું દુધ ઘી વીગેરે સરવે હરામ છે? અમે તો સાંભળતા હતા કે દુધ ઘી મીઠાઇ વીગ માં કાંઇ બાધ નથી.

ખાનમ સાહેબ=(આ સાંભળી ઘણું હંશી) આ તમે કહયો એ મસઅલો પણ હીંદુઓને ત્યાંનો છે કેમકે તેઓ એ વસ્તુમાં બાદ ગણતા નથી અને શીઆઓમાં ચહારદા મઅસુમ અ૦ ના જેઓ દોસ્તદાર અને પાંચ ઉસુલેદીનનો એઅતેકાદ ધરાવનારા છે તેઓ મોઅમીને દીનદારછે, અને જેઓ માત્ર વહદાનીયત, અદલ અને નબુવ્વત એ ત્રણ ઉસુલનેજ માને છે તેઓ મુસલમાન છે તેઓનો પાક છે. અને જેઓ મુશરીક છે અને ઉમ્મતે મોહમ્મદીની બહાર છે અને કયામતનો ઇનકાર કરનારા અથવા શરીયત ઉપર ટીકા કરનારા છે તેઓ કાફીર અને નજીસ છે, તેઓને અડેલી સરવે ભીની વસ્તુઓ નજીસ અને નાપાક છે અને તેને ખાવી પીવી હરામ છે જેમકે નર્ક વા અને પીશાબ પીવા સમાન છે.

મીર વિલાયતઅલીની સ્ત્રી=એ તો સાચું કહીયે બીબી કે અમે એવો પરહેજ તો કદી કરતા નહુતા.

બેગમસાહેબ=ખોટું ન માનતા હવે તો હું પણ તમારા ઘરનું ખાવા પીવામાં અને ન્હાવા ધોવા અને પહેરવા ઓઢવાથી એહતેયાત કરીશ.

મીર વીલાયતઅલીની સ્ત્રી=બ્હેન ! હવે હું એવું શું કરૂં કે તમે મ્હારા ઘરનું ખાવું પીવું ન છોડો.

ખાનમ સાહેબ=ખુદા આપને સલામત રાખે. હમણાં તો તમે માત્ર એટલું કરો કે તમારા ઘરમાં જેટલાં કાચી

ગાદીનાં વાસણ હોય તેટલાં કાઢી નંખાવો અને ત્રાંબા પીતળનાં વાસણ હોઝમાં ગોતો દઇ પાક કરો પાનદાનને પણ ધોવરાવી ગોતો દયો. કાથા ચુનાને ફેંકી દયો, પાનોને પાણીમાં ગોતો દયો. બાકીની વાતો હું પછી યાદ દેવરાવીશ, તેણીએ તુરતજ પોતાના ઘરના સરવે માટીના વાસણો કાઢી નાંખ્યા, અને ત્રાંબાનાં વાસણ કઢાવી તેને મંજાવી હોઝમાં ગોતો દેવરાવી ઉપયોગમાં લેવા રાખ્યા, અને બેગમ સાહેબને ત્યાંથી કાથો ચુનો મંગાવ્યો ખાનમસાહેબે પોતાના હાથે પાન લગાડયાં, પોતે તથા બેગમસાહેબે ખાધાં.

મીરવીલાયતઅલીની સ્ત્રી=બ્હેન એબધું તો થયું? પણ હવે તારીખ કેવી રીતે મુકરરર કરૂં?. અને પંડીતને આપવા આજે લોટ ઇત્યાદી કાઢયું છે તેને શું કરૂં?

ખાનમસાહેબ=એમાં ગભરાવવાનું શું છે? મીરસાહેબને ત્યાં મોલવીસાહેબ હાજર છે તેઓને પુછી તારીખ ઠરાવો, અને લોટબોટ કાંઇ નજીસ તો થઇ ગયો નથી તેને ઉપયોગમાં લ્યો અથવા જો યોગ્ય ધારોતો કોઇ ગરીબ મોઅમીનને આપી દયો, આ ઉપરથી તે બન્ને જણીયો મીર સાહેબને ત્યાં ગઇયો અને મોલવી સાહેબને શુભ તારીખ પુછી ઠરાવી ખાણું ખાઇ પાછી આવીયો, ખાનમસાહેબે એક દીવસ પછી કહ્યું કે હું ગામડાઓના રીવાજથી તદન અજાણ છું અને તેઓમાં જહાલતના કારણથી ઘણી હીંદુઓની રસમો ઘુસી જવા પામી છે, હું તે રસમો જાણવા ચાહું છું.

બેગમસાહેબ=હજુ આપે શું જોયું અને શું સાંભળ્યું

છે? લગ્નની અને ગમીનાં એવી એવી વાહીયાત અને નકામી રસમો પેસી ગઈ છે કે ન તેનેઃ કાંઈ પત્તો ચાલે છે કે ઠેકાણું મળે છે, થોડીક રસમો હું આપને કહું છું બાકીની તમે જોશો. લગ્નની થોડાક દીવસ અગાઉ કેટલાંક પુરૂષો અને સ્ત્રીઓ અને છોકરાઓ પોતાની સાથે કેટલાંક ચોખા, ગોળ ધી ઇત્યાદી લઇ કોઇ બગીચામાં જાય છે અને ઝાડના થડ ઉપર સીંદુરના થાપા મારે છે અને ઝાડ ઉપર રાતાં નાડાં બાંધે છે, તે ઝાડ ઉપર ચોખા વેરે છે, ગોળને વહેંચી દેછે પછી આંબાના ઝાડની ડાળીયો તોડી લાવી લગ્નના ઘરનાં છાપરાં ઉપર નાંખે છે અને સ્ત્રીયો ગોળ અને ચોખા લઈ ગાતી ગાતીયો કોઇ તળાવ ઉપર જાય છે, તેમાંના કેટલાક ચોખા અને ગોળ તળાવના કીનારે મુકે છે અને તળાવમાંથી માટી ખોતરી ટોપલીયોમા ભરી પાછી આવે છે અને માટીને ચોકમાં મુકે છે અને તે માટીવડે ચુલા બનાવે છે અને સ્ત્રીયોની માંગોમાં સીંદુર ચોપડવામાં આવે છે.

ખાનમસાહેબ=આંબાના ઝાડનું પુજન કરવાનું કાંઈ કારણ સમજાતું નથી!! (પછી થોડીવાર વિચાર કરી) હા ! હા ! એ પણ હીંદુ લોકોની રીત છે કે તેઓ લીમડાના ઝાડના ફુળને પુજે છે અને સીજદા કરે છે. તો મુસલમાનોએ તેની જોડ ઉભી કીધી અને આંબાના ઝાડના ફુળને સ્વાદીષ્ટ જાણી તેને પુજવું શરૂ કીધું પણ એથી શું ફાયદો છે? તેતો જણું છું નહીં; ખેર, આ રીવાજનો પત્તો જોવો

હોય તો "રાજા રામચંદ્રના લગ્ન વિશે લખાએલા પુસ્તક-માંથી મળે છે.



## ફસલ ૨ જી પરભાતી વીગેરે.



સવારે અને સાંજરે કેટલીક આયો એકઠી થઇ ગીત ગાય છે અને સવાર સાંજ પાસેથી બરકત માંગે છે. અને કેટલીક મુસલમાન સ્રીયો પોતાના ગીતોમાં ખુદા અને તેનું રસુલનું નામ પણ દાખલ કરે છે.

ખાનમસાહેબ=ખુદા શીવાય બીજા કોઇની પાસે બરકત માંગવી કુફ્ર છે અને કુફ્રની વાતોમાં ખુદા અને તેનું રસુલનું નામ દાખલ કરવું એ વધારે ખરાબ છે.

બેગમસાહેબ=લગ્નની ત્રણ ચાર દીવસ પહેલાં ચુલ્હાને લીંપી ગુંપીને તે ઉપર રાતુ નાડું બાંધે છે અને કડાઇમાં પણ નાડું બાંધે છે અને અને તેમાં ગુલગુલા તળે છે. અને આખી રાત ગાવા બજાવવામાં પસાર કરે છે અને તેને "રતી જગો" કહે છે. સવાર પડે છે ત્યારે કેટલાક ચોખાને દળી તેમાં ખાંડ ભેળવી પડીકા બાંધે છે જેને હીંદુસ્થાની ભાષામાં "ખુદા રહમ" નામ આપ્યું છે, પછી ટોપલામાં ગુલગુલા અને ખુદા રહમ લઇને વાજતે ગાજતે મસજીદ તરફ જાય છે અને ખુદાના નામનાં ગીત ગાય છે અને સુખડના છાપા મસજીદોની મેહરાબમાં મારે છે, અને મસજીદના ગોખલાઓમાં ગુલગુલા ભરી દીયે છે અને તેના

મોહટા ગોખલા ઉપર ફુલનો સહેરો બાંધે છે અને ખુદાની સલામતીની નઝર અપાવરાવે છે. પછી પ્રથમની જેમ વાજતે ગાજતે ઘેર આવે છે. આ રાતને હીંદુસ્તાનીમાં "ખુદાઇરાત" પણ કહે છે.

ખાનમસાહેબ=શયતાને સ્ત્રીઓને બુધ્ધીહીણ જાણી પ્રકાર પ્રકારના કુફરનું શીક્ષણ આપ્યું છે. ભોળી સ્ત્રીઓ તેને ઈમાન અને ઇબાદત સમજી બજાવી લાવે છે. ભલા ? આવી વસ્તુઓ અને મસજીદને શું લાગે વળગે ? મસજીદ ઇબાદત કરવા માટે છે કે ગુલગુલા ચઢાવવા સેહરા બાંધવા અને સીંદુરના છાપા મારવા માટે છે ? તેણીઓ ખુદાને કુંવારો સમજીને આવી કીયાઓ કરે છે. આમાં પણ હીંદુઓની રીતને મળતાપણું છે હીંદુઓ પોતાના મંદીરમાં જાય છે તો મુસલમાનોએ મસજીદમાં જવું શરૂ કર્યું. અને એવી બાબતોને ઈબાદત સમજીને કર તો તે કુફર છે. ઘણાં શેહરોમાં પણ. આવા રીવાજો નજરે પડે છે જેને "રતજગો" કહે છે.



## ફસલ ૩—જી સોહાગ.

બેગમસાહેબ=લગ્નના એક દહાડા પહેલાં ઘરમાં જે સઉથી મોહટી સ્ત્રી હોય તે રોઝો રાખે છે, રાતરે એક બાજોઠ મુકે છે તે ઉપર પાણી ભરી એક માટલુ મુકે છે તે ઉપર વળી પાણીવાળો માટો મુકે છે અને તેને ચુમો દીવામાં

બાજોઠ માટે ઘી નાંખી તેના ઉપર મુકે છે અને તેના ઉપર એક રાતું કપડું ઓઢાડે છે અને તેને ફુલોના હાર પહેરાવે છે એવાં કેટલાંક ધાંધલ કરી રોઝા રાખનાર સ્ત્રી હાથ જોડી તેની સામે બેસે છે. હીંદુસ્તાની ભાષામાં તેને "નેહુર" કહે છે. મીરાસણો. પછી સોહાગનાં ગાયન ગાય છે. જ્યારે એક સોહાગ પુરો થાય છે ત્યારે પેલી વડીલ બાઇ તે તે "જેહર"ને (મઆઝઅલ્લાહ) સીજદો કરે છે. એવી રીતે સાત સોહાગ ગાવામાં આવે છે અને સાત સીજદા થાય છે. ત્યાર બાદ પેલી વડીલ બાઇ શરબતવડે પોતાનો રોઝો ખોલે છે. પછી વરરાજાને લાવીને બાજોઠ ઉપર બેસારે છે અને તેના હાથ ઉપર કગનો બાંધે છે અને તેની સાથે એક લોઢાની વીંટી બાંધેલી હોય છે તેમાં કેટલાંક વાળ હોય છે તે બાંધતી વખતે વરરાજા જરા રીસાય છે, તે વખતે વરરાજાની વડીલ સગીઓ જેમકે મા, ફુઇ, માશી, મામી ઇત્યાદી વરરાજાના હાથમાં પોતાના મગદુર પ્રમાણે આપી તેને મનાવે છે.

ખાનમસાહેબ=અલ્લાહ બચાવે ! આ શયતાનની બાળકીઓ તો ખરેખર મુર્તિપુજા કરે છે. તેઓ પોતાના હાથે બાટલું બનાવે છે અને તેને સીજદા કરે છે એતો મોહટામાં મોહટું શિરક છે. વળી કાંઇ અસલ વિના રોઝો રાખવો તે જાણે નવી શરીયત લાવીયા હોયની ! તેમ મોહટામાં મોહટું કુફર છે. રોઝો ખોલવાનો વખત પણ શરાએ ઠરાવેલા વખતથી તદન ન્યારોજ છે !!! અફસોસ

આ સઘળી ખરાબી હીંદુઓની પૈરવી કરવામાં અને તેઓ-ની દેખાદેખી થઇ ! જનાબ બેગમસાહેબ ! આવા કુફરને તો જેમ બને તેમ તોડી પાડવાના પ્રયત્ન કરો નહીં તો માઠાં પરીણામ આવશે. જો તમારા સગા, વ્હાલાઓમાંથી કોઇ તમારૂં કહેવું ન માને તો તેને ત્યાં જવું છોડીદયો.

બેગમસાહેબ=હું પ્રથમથીજ આવો રીતભાતો સારી જાણતી નહતી પણ હવે મને તેની બુરાઇયો અને ખરાબી-યોની પુર્ણ સમજ પડી ગઇ. જો અલ્લાહ ચાહશે તો એવા રીવાજો જડમુળથી કાઢી નાંખીશ.

## ફસલ ૪ થી ખરા રીવાજો વીશે

ખાનમસાહેબ=બેગમસાહેબ ! હું જાણું છું કે તમારા બન્ને ભાઇ સર્વે આધાર તમારા ઉપર રાખે છે, અને આવો લાગ બીજી વખત મળશે નહીં. તેઓ તમને પુછ્યા વિના કોઇ પણ કામ કરે એ અસંભવિત છે, તમે તમારા બન્ને ભાઇને બોલાવીને કહો કે હું તમારા પુત્રોના લગ્નમાં ભાગ લઉં એ વાત જો તમે ચાહતા હોતો લગ્ન સબંધોના સરવે કામકાજ મને સોંપી આપો, અને મ્હારી મરજીમાં આવશે તેમ કરીશ, ખરાબ ખોટાનો ઝીમ્મો મ્હારે સીર આવ્યો. અને અગર તમારે તમારી મેળે કરવું હોય તો મ્હારાથી જે બનશે તે હું હાજર કરીશ પણ લગ્નની કોઇ પણ ક્રી-યામાં ભાગ લઇ શકીશ નહીં. ખાતરી છે કે તેઓ લગ્ન

સબંધી સર્વે કામકાજ તમનેજ સોંપશે અને તમારા ભાગ ન લેવાનું પસંદ કરશે નહીં.

બેગમસાહેબ=હા ! લાગતો સારો છે. પછી બીજે દીવસે બેગમસાહેબે પોતાના બન્ને ભાઇયોને બોલાવ્યા અને આમ તેમની આડીતુડી વાતો કરીને કહ્યું કે ખુદા તમારા પુત્ર પુત્રીનાં લગ્ન મુબારક કરે હું તમને અત્યારથી એક વાત કહી રાખું છું. ખાસ લગ્નના વખતે તમે મને બોલાવો અને હું ન આવું તો તમને માઠું ન લાગે એટલા માટે પહેલાંથી કહી રાખું છું અને મને દુન્યામાં સહુ વસ્તુઓ કરતાં ઇમાન વધારે પ્યારૂ છે. જ્યાં મ્હારા ઇમાનને આંચ આવશે ત્યાં એક ઘડીએ ઉભી રહીશ નહીં તેથી હું તમને કહું છું કે તમારે તમારા પુત્રોની શાદીમાં મને બોલાવવી હોય તો તે સબંધીના સરવે કામકાજ મને સોંપી આપો અને તમે હું જે કહું તે બજાવી લાવો અને મ્હારા કામમાં કોઇએ વચ્ચે પડવું નહીં. વળી હું પહેલાંથી કહી રાખું છું કે અગર શાદીના કામકાજમાં મ્હારો અધિકાર થશે તો લગ્ન પ્રસંગે ખુદા અને તેના રસુલ વિરૂદ્ધ જે હુકમો ઘુસી ગયાં છે તે સરવેને અટકાવી નાંખીશ. નેકી બદીનો ઝીમ્મો મ્હારે સીર આવ્યો અને અગર આ બાબતો તમને મંજુર ન હોય તો હું જે કાંઇ તમારી આગળ હાજર કરી શકું છું તે લઇ લ્યો, અને લગનમાં ભાગ લેવાની તકલીફ ન લ્યો, આ સાંભળીને બેગમસાહેબની દેરાણી જેઠાણી કહેવા લાગીયો કે આપ અમારા અને આ-

મારા પુત્રોના માલિક છો. આપને જે બાબત ચાહો તેનો અધીકાર છે. ચાહો તો પોતાને ઘેર લઇ જઇને નીકાહ પ-ઢાવી આપો અને ચાહો તો અહીં પઢાવી આપો. પણ આપ આવ્યા વીના અમે તેઓના લગ્ન કરીએ એતો કોઇ કાળે બનનાર નથી.

બેગંમસાહેબ=ઓ ભાબી જે પ્રમાણે તમે મને ખુશ કીધી તેવી રીતે ખુદા તમને ખુશ રાખે. અગર આપ જે બોલ્યા તે ઉપર દ્રઢ હોઓ તો હું બન્ને તરફથી જીમ્મેદાર છું, તમારી કાંઇ જરૂર નથી. બન્ને બીબીયોએ ખુશીથી મંજુર રાખ્યું અને રજા લઇ ત્યાંથી પોત પોતાને ઘેર ગઇયો. બેગમસાહેબે, જ્યારે મીરસાહેબ ઘેર આવ્યા ત્યારે સઘળી હકીકત કહી સંભળાવી,

મીર સાહેબ=ખુદા તમને તેનો નેક બદલો આપે, ખાનમ સાહેબના કદમની બરકતથી આવી બલાઓ અને રીવાજનાં નકામાં લફરાં ટળી જાય તો ખુદાના લાખ લાખ શુકર છે, લાવો તમને એમાં શાની શાની જરૂરત પડશે તે સઘળાનું એક લીસ્ટ ઉતરાવો જે હું લાવી આપું. પછી ખડીયો કલમ મંગાવી ખાનમસાહેબને બોલાવી પાસે બે-સારી બન્ને તરફની જરૂરીયાતોનું લીસ્ટ ઉતારવા બેઠા, દુલહન (વહુ) માટે એક ઊંચી રેશમી જોડા પુડાની બીજી ઊંચી જોડી સતાડાની અને હમેશાં પહેરવાની સાધારણ પાંચ જોડી કપડાં ઉતરાવ્યા, અને તેમાં જે કપડું રંગવાલાયક હતું તે લખનઊ રંગાવવાનો ઠરાવ કર્યો. અને દુલ્હનની તરફના

લાસ્ટમાં એક જોડ શાદીનાં, એક સતાડાની અને જ-હેજ ઇત્યાદીનો થોડો ઘણો સામાન જેમકે ગજા પ્રમાણે ઘરેણું, પલંગ, ગાદલુ, રેશમી સાત જોડી કપડાં, પાંચ ર-કાબીં બે બદના, એક મ્હોટું પાનદાન એક ન્હાનું પાનદાન, બીજાં કેટલુંક ખાવા પકાવા નાના મોટાં ઠામ વી૦ વી૦ લખાવી તેમાંની જે જે વસ્તુઓ ઘરમાં મવજુદ હતી તે ખરીદવાની કાંઇ જરૂર નથી એવી નીશાની કરી અને બે દીવસની મેહમાનદારી ઇત્યાદીનું પણ ખર્ચ્ચ ખુંટણ લખાવ્યું તેમાંની એક મેહમાની દુલ્હા તરફથી અને બીજી દુલ્હન તરફથી.

ખાનમ સાહેબ=શેહરમાંતો નુવશાહ (વરરાજા)ને પેહેરવાનો જોડો ભાડે મળે છે. અને અહીં તો ઘરમાં બ-નાવવો પડતો હશે.

બેગમ સાહેબ=હા, અહીં ભાડે મળતો નથી અને બીજી વાત એ છે કે દુલ્હાના ચઢાવનો જોડો મીરાસણોને આપવામાં આવે છે અને દુલ્હા દુલ્હનનો સેહરો બેહનોને નીક (બેનકોકર)માં આપવામાં આવે છે.

ખાનમ સાહેબ=ઠીક છે એમાં કાંઇ હરકત નથી.

બેગમસાહેબ=બરાતને ખવરાવવામાં આપનું શું ધ્યાન પહોંચે છે ?

ખાનમસાહેબ=શેહરમાં બરાતને ખાણું આપવાનો રીવાજ નથી ત્યાં ખાવા અને જોડાના રૂપીયા પહેલાં આ-પવામાં આવે છે. અહીંયાનો રીવાજ શું છે તે તમે જાણો.

બેગમસાહેબ=અહીંયાં પોતાની શકતી મુજબ ખાણું ખવરાવવાનો રીવાજ છે, પણ બરાત (જાન)ની સાથે વસ્તીના લોકો ઘણાં એકઠાં થઈ જાય છે જેમકે ધારો કે અગર સગા સ્નેહીયો સાતસો હોય તો બીજા આડુઅવળુ ફાલતુ પાંચસો સાતસો હોય, અને તે સરવેને ખવરાવવાનું ખાણું એકજ પ્રકારનું હોયછે, આમાં કન્યાવાળાને ભારે ખરચમાં ઉતરવું પડે છે. જો કદાચ બરાત દુરથી આવી હોય તો તેઓની મહેમાનદારી કરવી વાજીબ છે પણ અહીંયાની વસ્તીની બરાત માટે ખાણું કરવું ફોગટ છે.

ખાનમ સાહેબ=અગર વરરાજા તરફના લોકો બરાતને ખાણું ખવરાવીને લાવે અને કન્યાવાળાને ખવરાવવાનું મંજુર કરી લીયે તો સહુથી સારૂં, પણ જાહેર રીતે જોતાં કન્યાવાળા એમ મંજુર કરશે નહીં.

બેગમસાહેબ=બન્ને ભાઇ ભાઇ છે એતો સમજી જશે. અને અગર કન્યાવાળા આગ્રહ કરશે તો બરાતના માણુસોની સંખ્યા તેમના પ્રમાણમાં ખાણું પકાવી વરરાજાને ત્યાં મોકલી દઇશું કે તેઓ બરાતને ખવરાવીને લાવે અને નીકાહ પઢાવી ડોલીમાં બેસારી લઇ જાય એટલે ઝટ પાર આવશે કેમ ઠીક છેને ?

ખાનમસાહેબ=અગર બન્ને તરફના લોકો એને મંજુર કરી લીયે તો ઘણી સારી વાત છે, અને મહા મોહટી ખટપટ મટી જાય.

બેગમસાહેબ=ઠીક ત્યારે હું જઈશ અને તે વાતનો ફેંસલો કરી આપીશ. પછી તે લીસ્ટ મીરસાહેબે પોતાના મુનશીને આપી કહ્યું કે આ લીસ્ટને સારા કાગળ ઉપર ઉતારી જે ચીજો લખનઉથી મંગાવવાની હોય તે જુદી લખો અને જે ચીજોની કીંમત ખબર ન હોય તે જુદી લખી શેખ ઇલાહીબખ્શને પુછીને લખો. પછી મીરસાહેબ મીર વિલાયતઅલીને બોલાવ્યા અને પુછયું કે તમે તમારા પુત્ર માટે જે સામગ્રી તૈયાર કરી રાખી હોય તે કહો એટલે મન સંતોષ થાય અને ચીજો મંગાવવા કરવામાં સમજણ પડે.

મીર વિલાયતઅલી=આપ મ્હારી આમદાની તો જાણો છો તેના પ્રમાણમાં મેં આવી આવી સામગ્રી તૈયાર કરી છે. આટલા જોડ આટલી જાતનાં કપડાં અને આટલું અનાજ. પછી મીર હીમાયતઅલીને બોલાવીને પુછી જોયું. તેઓએ પણ જે જે તૈયારીયો કીધી હતી તે લખાવી દીધી.

મીરસાહેબ=પછી શેખ ઇલાહીબખ્શને કેટલાંક રૂપીયા આપી લખનઉ તરફથી જોઇતો સરસામાન લાવવા મોકલ્યા, બેગમસાહેબે મીર સાહેબને કહેવરાવી દીધું કે કુંભારોને જેટલા તન્નુરની જરૂર હોય તેટલા તન્નુર પાકા તૈયાર કરવાની વરધી આપો કેમકે કાચા તન્નુરની તહારત થવી મુશ્કીલ છે, પછી પોતાની દેરાણી જેઠાણીને લગ્નની તારીખને દીવસે હઝરતે ઇમામે હુસયન અ૦ ની મજલિસ કરવાનું કહેવરાવ્યું અને પોતાને ત્યાંથી ન્યાઝ તરીકે મોઠાઇ ઇત્યાદી લઇ ખાનમસાહેબ તથા પેશ

બે અરસીઆ પડનાર બે સૈયદાણીયો સહીત પોતાના ભા- ... પેર ગઈ. મજલિસ કરવામાં આવી, માતમદારી પણ કરી. પછી મીઠાઇ ઈત્યાદી વહેંચી કન્યાને લગ્નનાં કપડાં પહેરાવી પરદામાં બેસારી મીરાસણો ઢોલ વગાડવા લાગી તેઓને બેગમસાહેબે અટકાવી દીધી, માત્ર મોંહથીજ મુબારકબાદ કહેવામાં આવી. અને મીરાસણોને જે કાંઇ ઇનામ આપવાનું હતું તે અપાવી રજા આપી.

બેગમની માશી=બેટા ! આજ તો મેં લગ્ન માટે જુદીજ તૈયારીયો દીઠી આપણી જુની રીતભાત તો એકે નજર આવી નહીં, તેનું શું કારણ છે ?

બેગમસાહેબ=આપ પુછો છો તો કહું છું, બેઅદબી માફ કરશો. હું આપના ખોળામાંજ ઉછરી અને મોટીથઈ, તમોએ મને ન ભણાવી ગણાવી ન દીની ઈલ્મ શીખવાડયું. જ્યારે હું મ્હારે સાસરે ગઇ ત્યારે મ્હારી મુલાકાત એવી બાઇની સાથે થઇ કે જેણે મને હલાલ હરામનુ જ્ઞાન આપ્યું. હવે આપ કહો કે ગાવા બજાવવામાં શો લાભ હતો અને હવે ગાવું બજાવવું મોકુફ કર્યું તો શું નુકશાન થયું?

માશી=લાભ અને નુકશાન એતે હું શું જાણું. હું તો એટલું જાણું છું કે આ રીવાજ છે, કાંઇ નવરચું નથી, ગાવા વાજા વિના વીવા શોભે ખરા? લોકો મશકરી કરશે, એટલુંજ નહીં પણ ગાવું બજાવવું ઇત્યાદી રસમો આપણા વડવાઓના વખતથી ચાલી આવે છે, આજની થોડીજ છે,

તે રસમો અને રીવાજો પાળવાથી લગનનું ઘર દીપી ઉઠે છે અને તેવી રસમો ન હોવાથી સુનસાન લાગે છે.

બેગમસાહેબ=જરા વિચાર કરવાની વાત છે, જે બાબતની મનાઇ ખુદા રસુલ અને ઇમામોએ કીધી હોય તે બાબતો કરવી આપ કેવી સમજો છો ? જ્યારે મારી ઉમર ન્હાની હતી અને તમે જે વાતની મનાઇ કરતા હતા તે વાત હું કરતી હતી ત્યારે આપ અને મ્હારી મા બન્ને ગુસ્સે થતાં નહતાં? અને મારતા નહતા! તો શું પયગમ્બર અને ઇમામનો મરતબો માબાપથી ઓછો છે? કે અમો તેઓએ મનાઈ કરેલી બાબતો કરીયે અને પછી તેઓથી નજાત (મુકતી)ની આશા રાખીયે.

મારી=અરે એ વાત ક્યાં કરે છે? જો અમે અમારા આકા અને ઇમામોનું કહેવું ન માનીયે તો અમારી પુરી કમબખ્તી છે.

બેગમસાહેબ=તો જ્યારે મેં સાંભળ્યું કે ગાવું બજાવવું ખુદા અને તેના રસુલે હરામ કર્યું છે અને ગાયન સાંભળનાર અને નાચ જોનારને દોઝખમાં નાંખવામાં આવશે ત્યારે મ્હારૂં શરીર ધ્રુજવા લાગ્યું અને રૂંવાટે રૂંવાટાં ઉભાં થઈ ગયાં, મેં તેથી મ્હારા ઘરમાં બંધ કરાવ્યું મ્હારી દેરાણીએ પણ તેમ કર્યું. હવે કહો એમાં મેં શો ગુનાહ કર્યો?

મારી=અમે અભણ મસલા મસાયલની વાતો કયાંથી જાણીયે? તેથી જેમ વડવાઓ કરતા આવ્યા હતા તેમ કરે જતા હતા,

હવે હું પણ તોબા કરૂં, ગાવા બજાવવા ઉપર ખુદાની માર અને લાખો ફિટકાર ! મીથ્યા રૂપીયા ખરચ્યો ગુનાહ વેચાતો લેવા છે. ખુદા ત્હારૂં ભલું કરે, અલ્લાહ ત્હારૂં સારૂં કરે અને તને ત્હારા છોકરાઓનું સુખ દેખાડે. તેં અમને ગુનાહથી બચાવ્યા. હવે બાજી રસમોમાં જે એબ હોય તો કહી દેજે.

બેગમસાહેબ—ઘરના ન્હાનાં મોહટાં જંગલમાં જઇ ઝાડ ઉપર ખાજા વેચે છે શીંધુરના દાણા મારે છે તે રીવાજ બંધ કરવામાં આવશે કેમકે તે રીવાજ હીંદુઓના રીવાજને મળતો છે બલકે ભારે કુફર છે, તે રીવાજ નહીં પાળીએ તો તેમાં શું નુકશાન થવાનું છે ? અને કડાઇમાં નાડુ બાંધી અગર ગુલગુલા તળવામાં ન આવે અને બાજતાં ગાજતાં મસજીદ તરફ લઇ જવામાં ન આવે તો તેમાં પણ કાંઇ હરકત આવનાર નથી. માશીસાહેબ એ બહુ મોહટો ગુનાહ હતો. શુકર કરો કે આપણને ખાનમસાહેબે એવા મહા પાપથી બચાવ્યા વળી સોહાગનો રીવાજ જે તદન શીરક છે તે પણ નહીં થાય કેમકે ખુદા શીવાય બીજા કોઇને સીજદો કરવો કુફર છે, હીંદુઓ પોતાના હાથે માટીનાકે પત્થરના પુતળાં ઘડે છે અને તેને પુજે છે તેથી તો તેઓ હીંદુ કહેવાય છે. તો જ્યારે આપણે પણ તેઓની જેમ કરીએ ત્યારે આપણામાં અને તેઓમાં ફેર શો રહ્યો. વળી આપણે જાણવું જોઇએ કે આપણા આકા પયગમ્બર અને ઇમામોના ઘરમાં શાદી બ્યાહ (લગ્ન) થતા હતા, તેઓને

બચ્ચાં બાલા પણ થતાં હતાં તો તેઓ જે રીવાજો પાળતા હતા તે રીવાજો આપણ ગુલામોએ પાળવા જોઇએ એજ આપણી ગુલામીનો ખરો તત્વ સાર છે. જે વાતની તેઓએ મનાઇ કીધી છે તે વાત કરવાની આપણ ગુલામોને શી શકતી છે? અને કેટલીક એવી રસમો છે કે જેમાં નકામા અને ફોગટ રૂપીયા ખરચ થાય છે, અને એવાજ નકામા ખરચના કારણથી આપણા કેટલાક ભાઇઓની રીયાસતો જાગીરો અને જમીનો ઇત્યાદી શાહુકારને હાથ ગઇ અને તેઓ બરબાદ થઇ ગયા. તો જાણીજોયને ફોગટ રૂપીયા ખરચવા તે પોતાનું ઘર બાળીને તમાશો જોવા જેવું છે, માશીસાહેબ! જમાનો તો જાણોછોને? બાંધી મુઠી લાખની, પાસ હોય તે ખાવાનું છે. અગર કાંઇ બચ્યું હશે તો બચ્ચાં બાલા ખાશે અને નહીં હોય તો શું ખાશે. બીચારાએ આખી ઉમર મેહનત કરી પરશેવો ઉતારી કષ્ટ સહી થોડું ઘણું નાણું ભેગું કર્યું હોય તે પોતાના બાળ બચ્ચાઓની શાદી પ્રસંગે એકી વખતે ઉડાવી દે તો પછી ભીખ માંગવાનો વખત આવે કે નહીં? માણસ એનુંજ નામ છે કે જે પોતાનો સમો વિચારી વરતે. જે વાતો શરીયત સબંધીની છે તે વાતો આલિમોને પુછવી જોઇએ, અને જે વાતો ! સંસાર સુધારાની છે તે વિષે આપણું સઘળાં સગાં વ્હાલાંઓ અને જ્ઞાતના લોકોએ સંપ કરી વિચાર ચલાવવો જોઇએ. હવે અત્યારમાં સઘળાં સગાં વ્હાલાંઓની બીબીઓ હાજર છે તેમને હું બે ચાર મત પુછી તેમાં

સલાહ માગું છું. પછી તેઓનો જેવો મત હશે તેવો કરશાવે. એક તો બરાત (જાન) નું ખાણું કે જેમાં ઘણી ખટપટ કરવી પડે છે અને સખ્તમાં સખ્ત તકલીફ ઉપાડવી પડે છે અને તે બલા સરવે અમીર ફકીરની પાછળ લાગેલી છે ગરીબ માણસની બરાતમાં પચાસ હશે તો અમીર માણસની બરાતમાં સો બસો હશે પણ હશે તો ખરાજ; વળી ઉપરથી વસ્તીના તાઇ પીંજારાની પાંચસોની સંખ્યા એકઠી થઇ એ સરવેને ખવરાવવામાં ત્રણસો ચારસો રૂપીયા ઉડી ગયા, હવે તેતો બીચારો જે કમાયો હતો તેતો બરબાદ કરી નાખ્યા અને ભવિષ્યમાં કમાવવાની અથવા દેણું કર્યું હોય તો તે અદા કરવાની ફીકર વહોરી બેઠો. અને એવીજ ગત વરરાજાના માબાપની પણ થાય છે. વળી ઉપરથી સરવે લોકોમાં હીસ્સાની વહેંચણી કરવી પડે છે તો મ્હારો સવાલ એ છે કે એવી મોહતાજ કરનાર બાબતોની શી જરૂર છે? શું એવી બાબતો ન હોય તો નચાલે? શું એ વિના લગ્ન બરાબર થતા નથી? જો સરવેનો મત હોય તો અમીર કે ગરીબ તેને ત્યાંનું બરાતનું ખાણું બંધ કરાવી દઇયે. આ સાંભળી જુના વિચારોવાળી સ્ત્રીયો બોલી ઉઠી કે ઘરના આંગણે બરાત આવે અને ખાધા વીના પાછી ચાલી જાય એતો ઘણી શરમની વાત છે.

બેગમસાહેબ=શું એવી ગૈરવ્યાજબી શરમની ખાતર પોતાને બરબાદ કરવું સારૂં છે? શું એવું બોલવું ડહાપણ ભર્યું ગણાશે ? અગર કોઇએ પોતાની માલ મીલકત વેચી

અથવા કરજ લઇ સાત વાનાની મીઠાઈ બીરીયાની ઝરદા ઇત્યાદી ખાણાંઓના ભાણાની વહેંચણી કીધી અથવા મોહુટી નાત કીધી તો બદલામાં લોકોએ તેનાં વખાણ કર્યાં કે વાહ ! વાહ ! ફલાણા માણસે પોતાના છોકરાના લગનમાં આવાં આવાં ખરચ માંડયાં. બસ થઇ રહ્યું પતી ગયું. વખાણ કરનારા ઘેર રહ્યા અને ખરચનારા ફીકરના સાંચામાં સપડાયા, દેણદારોના તકાદા અને ઠપકા અને અઘટીત શબ્દો સાંભળવા નસીબમાં રહ્યા, પાયમાલ થઈ ગયા, દાવા થયા ફજેતી થઇ અને દેણું ન પત્યું તો એજ વખાણનારોએ તેઓને દીવાળીયાના અલકાબો આપ્યા. અફસોસ ! લોકોની વાહ વાહ ખાતર આવી દશાએ લાવનાર વખાણની ખાતર જેઓ જાણીજોઇ પાયમાલ થઇ જાય છે તેઓ શું વિચારતા નહીં હોય ? બહેનો ! ચંદરવો બાંધવા સહુ કોઈ આવશે પણ છોડવા કોઇ નહીં આવશે. જયારે તમારા ઉપર તંગદસ્તી ગરીબી અને મોહતાજી આવશે ત્યારે એ ખાનારા તમારી હમદરદી પણ કરવા આવશે નહીં. અને તમારી શ્રીમંતાઇના વખતમાં તમને જે માન આપતા હતા તે માન પણ આપશે નહીં અને તમને હલકા અને તુચ્છ ગણશે. તમે લોકોમાં બેસતાં શરમાશો પાછળનો સુખનો વખત યાદ કરશો, શું કરવું ઘરબાર કેમ ચલાવવું, ખરચખુટણ કયાંથી કાઢવું, બાકીના બાલ બચ્ચાઓને કયાં પરણાવવા એવા વિચારો વારંવાર તમારા મન ઉપર ચઢી આવશે અને તમારા મનને ફુંદી નાંખશે. આવી નિરંતર મનમાં બળતી

ઢોળી ઓલવવા માટે અથવા તે ઉપર પાણી છાંટવું માટે પેલા વખાણુ કરનારા નહીંજ આવે. પેઠાં તમારાં. વખાણ પણ રોક તાર્યા એવાં ચુપ જશે કે જાણે હતા નહી પાએ. આ વખાણું તમને ન દુન્યામાં લાભ પહોંચાડી શકશે ન આખેરતમાં, બલકે આખેરતમાં જે પહોંચીશકશે તે નુકશાન જ છે કેમકે જ્યારે તમે ખરચ ખુટણું કરી પરવારી રહુયા અને મોહતાજની બલામાં ફસ્યા અને હાયના કર્યા હૈયે બાળ્યાં ત્યારે તમારો સઘળો વખત અફસોસીમાં અને દુન્યવી ફીકરમાં જશે આખેરત ભણે ધ્યાન લાગશે નહીં, તમારી નમાઝ થશે તો ફીકર અને ચીતામાંજ તમને ખરી શાંતીની કોઈ ચીજ મળવી મુશ્કેલ થઇ પડશે. અને જો ખરચ-ખુટણ કરતાં તેમાં જરા વાંધો પડ્યો તો કીર્તિને બદલે અપકીર્તિ થતાં જરા વાર લાગશે નહી.

બીજી બીબી=તમારૂં કહેવું ખરૂં છે તો ગરીબ માણસો માટે એ બાબત વ્યાજબી છે પણ જેઓને અલ્લાહે પૈસો આપ્યો છે તેઓ એવી શરમ શામાટે ઉપાડે અને છતે પૈસે પોતાને હલકા અને મખ્ખીચુસ કહેવરાવે ?

બેગમસાહેબ=ગરીબ અમીરની વાત છોડો, જ્યારે અમીર વાપરે અને ગરીબ ન વાપરી શકે ત્યારે તે બીચારો હમેશાં અમીરોથી શરમાયા કરે અને પોતાનો એવો બખત ન હોવા માટે નિરંતર દુખના દરીયામાં ડુબ્યો રહ્યો, પણ જ્યારે અમીર કે ગરીબ કોઇને પણ એ રીવાજ કરવાનો હક ન હોય અને ખરેખર કોઇ કરી પણ ન શકે ત્યારે

ગરીબ અને અમીર જેઓ વાસ્તવીક રીતે જોતાં ભાઈ છે તેઓ સરખી લાઈનમાં ઉભા રહી શકે. તમોને તો મેં મત પુછયો હતો, જુઓ મ્હારેજ ત્યાંથી હું એ રીવાજ બંધ કરૂં છું પછી જોઇયે તો લોકો મને ભલા કહે કે ભુંડો કહે, હું મ્હારૂં એકલાનું હીત બીચારતી નથી પણ તે સૌથી ગરીબો અને અમીરો સર્વેનું હીત જોડાયલું છે, હું જે બરાતનું ખાણું નહીં કરૂં તે કાંઇ નવી વાત નથી મોહટા મોહટા શેહરોમાં મોહટા મોહટા ખાનદાની બાણુઓમાં એવોજ રીવાજ છે, તેઓમાં અહા ! આ કેવો ઉત્તમ અને ખુબી શોભનાર સાદો અને તદ્દન ધાર્મીક રીવાજ છે કે જ્યારે કોઇનાં લગ્ન થવા ના હોય છે ત્યારે વરરાજા સારાં કપડાં પહેરી પોતાના સગા સ્નેહીયો સહીત મસજીદમાં આવી બેસે છે, એટલામાં કન્યાં તરફનો વકીલ પણ આવી પહોંચે છે, નીકાહ થઇ જાય છે, પછી સર્વે જણ કન્યાને પાલખીમાં બેસારી પયદલ વરરાજાના ઘર તરફ રવાના થાય છે. થોડીવાર સગા સ્નેહીયો બેસે છે આનંદની વાતો કરી મન રીઝવે છે, પાન સોપારી ગુલાબ અત્તર હુકો પાણી બીડી તમાકુ ઇત્યાદી મનગમતા વસ્તુનો ઉપયોગ કરી કલાક બે કલાક બેસી પોતપોતાના ઘર તરફ રવાના થાય છે. લગ્ન પછી બે ચાર સગા વ્હાલાંઓને જો મગદુર હોય તો ખાણું ખવરાવી દીધું અને મગદુર ન હોય તો કાંઇ નહીં અલ્લાહ અલ્લાહ કરતા બેશી રહ્યા, આ રીવાજમાં ન હુટહુટ ન ખટખટ, શું આવો રીવાજ પાળનારાઓને શરીફ અને ખાનદાની નહીં કહો ? તેઓ ખરેખર

ખાનદાની અને શરીફ છે, અને તેઓ સઘળાંનાં નામ પણ યાદ છે, અને મને એ લોકોનાં નામ પણ યાદ છે કે જેઓ તમારા કહેવા પ્રમાણે એવી બેશરમી (પોતાની ઉંધી સમજથી) સહન ન કરી શકવાનો ડોળ ધાલી કુલસુજી અની જશ ખાટવા પોતાની જાગીરો અને જમીનો ગુમાવી બેસી આમતેમ ભટક્યા કરે છે, ખરી રીતે કહીયે તો તેઓને ખાવાના સાંચા છે. હે ! બ્હેનો જો તેઓ એવાં ખરચખુંટણ ન કરત તો તેઓના માથે આવી દશા આવત ? ખુદાએ તઆલા કુરઆને શરીફમાં ફરમાવે છે કે "લાયો હીબ્બુલ મુસરેફુન" ખુદાએ તઆલા નકામો ખરચ કરનારને દોસ્ત રાખતો નથી. શાણી બ્હેનો ! લોકોમાં વાહ વાહ કહેવરાવવાની ખાતર આપણા કીરતાર અને પાલણહાર પાક પરવરદીગારના નકામો ખરચ કરી મીત્ર ન બનવું અને તેની ઇચ્છા વીરૂધ્ધ વરતવું એ શું આપણા માટે ઓછું શરમ ભર્યું અને લજ્જાકારક છે ? અરે લજ્જાકારક તો શું પણ તેની મોહટી નાફરમાની છે.

માશી=બેટા ! તેં આજે એવું વીવેચન કર્યું છે કે જે ઉપર કોઇ ઉંડા વીચાર કરતું નથી, અને "શરમ" એ શબ્દની ધુનમાં સપડાઇ રહે છે. ગમે તેમ હો પણ હું તો તારા મતને તદ્દન મળતી છું.

બીજી સ્ત્રીયો=હા ! બા ! હા ! તમે કેમ એના વિચારને મળતા ન આવો? ન તમારે પરણાવવા માટે છોકરો

છે ન છોકરી છે?! જ્યાં ત્યાંથી દુન્યામાં દહાડા કાઢયા એટલે પત્યું. આગળ પાછળની કાંઇ ફીકર છે! અમારે તો દુન્યામાં રહેવું છે. અને કન્યાઓ લાવવી છે અને કન્યાઓ દેવી છે.

માશી=મ્હારો જ્યારે વખત હતો ત્યારે મેં છોકરોએ પરણાવ્યો. અને છોકરીએ પરણાવી, તે વખતે ઇંગ્રેજી રાજ્ય નહતું. મુસલમાની રાજ્ય હતું, થોડા પગાર મળતો તે ભયો ભયો થઇ જતો તેના પ્રમાણમાં ખરચે કર્યું. અત્યારે બીચારાં મીર હીમાયતઅલી અને મીર વિલાયતઅલીનો ધુમધામ કરવાનો અને ફુલણજી બની ખરચવાનો વખત કયાં છે? બીચારાં ઘર ચલાવતાં તો મુંઝાય છે, અરે બ્હેનો અલ્લાહને યાદ કરો, આ કેવી સુંબાઇની વાત કરો છો કે ચાહે જીવો ચાહે મરો પણ બરાતના લોકોને ઝરકો અને બીરીયાની ખવરાવો ?!!

બેગમસાહેબ=માશી! હું ઇકરાર કરૂં છું કે તમે કહો છો એજ પ્રમાણે હું મ્હારા છોકરા છોકરીયોના લગ્નમાં કરીશ.

માશી=ચાલો એ વાત તો પતી પઇ, પણ મ્હારી બે ત્રણ વાતો માની લે એક તો એ કે હીમાયતઅલીની તરફથી વિલાયતઅલીને ત્યાં બરાત નીકળવા પહેલાં પચાસ સો ખાણાના ભાણા મોકલી દેવરાવો કે બરાતના લોકો કન્યાને ત્યાંનું ખાણું ખાઇ આપણે ત્યાં આવે. અને બીજો

રીવાજ ચાળુ એટલે જાણું મોકલવાનો છે તે ચાલુ રહેવા દયો કેમકે આપણો બાંધી ધારો તોડયા વિના ચાલવાની બદનામી અને અપજશ ન રહે, બેગમસાહેબે એ વાત મંજુર રાખી.

## ફસલ પાંચમી ચાંદલો.

બેગમસાહેબ—બહેનો ! હવે હું એક બીજી વાત કહું છું જે મ્હારા પોતાના હીતાર્થે નહીં પણ સાર્વજનિક હિતાર્થે કહું છું. આપણામાં એ રીવાજ ચાલ્યો આવે છે કે જ્યારે કોઇને ઘેર લગ્ન હોય છે ત્યારે સઘળાં ભાઇયો તેની મદદ કરે છે અને ખુશીથી ચાંદલા તરીકે કાંઇ પણ આપેછે. પણ તે સારો સમય હતો સર્વે લોકો પોતપોતાના હુન્નરમાં ખુશ હતા અને સારી આમદવાળી નોકરીયો કરતા હતા પણ આ જમાનામાં આપણા માટે જમીનદારી શીવાય આમદાનીનો બીજો કોઇ રસ્તો નથી, આ જમાનામાં જો નોકરી કરવી હોય તો ઘણા અભ્યાસ અને લાયકાત જોઇયે અને વહેપાર કરવો હોય તો મુડી જોઇયે. અગરજો બે ચાર ભાઇ હાથ વેંતલા ખાઇ ખુશ રહેછે પણ તેઓના મનમાં પચાસ પ્રકારના બળતરાઓ બળે છે, અગર કોઇ ભાઇને ત્યાં કાંઇ કામ આવનાર હોય છે ત્યારે સરવે ભાઇયોને ફીકર પડેછે, આવા વખતે જેઓ પૈસાદાર છે તેઓની વાત નથી પણ

જેઓ બીચારાં ગરીબ હોય છે અને માંડ માંડ પોતાનું ખરચ ચલાવે છે, તેઓ ઉપર તો બીજાને ત્યાં ખુશીનું ટાણું આવવું આફતરૂપ પડે છે, બાઇ ચારાનો સબબ ગયા વિના ચાલે નહીં. અને જ્યારે જાય ત્યારે લાગ ચાંદલો ક્યાંથી આપે ? છેવટ કોઇ પાસેથી કાંઇ ઉધાર લઇ એક બેડ કપડાં બનાવી અથવા કાંઇ રોકડ લઇ હાજર થાય છે. અને જો કોઇ ઉધાર આપનાર ન મળ્યો તો બીચારાં આવતાંજ નથી અને નજર ચોરી લીધે છે અને હમેશાં શરમાયાં કરે છે. કોઇ બાઇને ત્યાં વિશેષ અવલાદ હોય છે તેને ત્યાં પ્રત્યેક વરસે અથવા બીજે ત્રીજે વરસે કાંઇને કાંઇ ટાણું આવ્યાજ કરે છે તેને ત્યાં આપણા બીજાં સઘળાં બાઇઓ જાય છે અને ચાંદલા તરીકે જે આપવું ઘટે છે તે આપી આવે છે, અને કેટલાક બાઇઓ એવા છે કે તેઓને માત્ર એકજ પુત્ર કે પુત્રી હોય છે, આખી ઉમરમાં તેઓને ત્યાં એકજ વખત એવું ટાણું આવે છે કે લોકો આવે અને ચાંદલા તરીકે કાંઇ આપી જાય; અને તેઓ બીચારાંઓને હમેશાં એક એક બાળકવાળા કુટુંબવાળાને ત્યાં પંદર પંદર વીસ વીસ વખત આપવું પડે છે અને તે પાછું લેવાનો મોકો મેળવી શકતા નથી, આ ચાંદલો આપવો લેવો એ "કરજે હસના" છે જો દુન્યામાં અદા નહીં થયું હોય તો આખેરતમાં આપવું પડશે તેથી હું આપ સર્વે સઘળી બહેનોની સનમુખ હાથ જોડીને વિનંતી કરૂં છું કે એ ચાંદલો આપવા લેવાનો રીવાજ પણ બંધ કરી દેવો ઘટે છે. એટલે પછી કોઇ પણ કોઇને ત્યાં જતાં કદી અચકાશે નહીં.

જુના વિચારવાળીયો=ભલા એ કેવી રીતે બની શકે કે અમે સગા વ્હાલાંને ત્યાં જઇયે અને કાંઇ ચાંદલો ન આપીયે ? જો ચાંદલો ન આપીયે અને તે બીચારા પાસે ખરચની તંગી હોય તો પછી તે મીરાસણો ડુમણીયો ઇત્યાદિ ભાંડ ભવૈયાઓને ક્યાંથી આપે અને નાચ રંગ ક્યાંથી કરે ? શું એવા વખતે અમે અમારા સગાની આબરૂ જવા દઇએ ?

બેગમસાહેબ=મેં ચાંદલાનો રીવાજ કાઢી નાંખવાની દરખાસ્ત કરી છે તે સાથે મીરાસણો અને ભાંડ ભવૈયાઓમાં નકામાં નાણાં નહીં ખરચવાની પણ ગોઠવણ કરી રાખી છે.

સ્ત્રીયો=એ શું અમને તો કહો ?

બેગમસાહેબ=મારી ! શું કોઇ બુધ્ધીવાન, મીરાસણો અને ભાંડ ભવૈયાઓને આપવા માટે પોતાની દોલત લુટાવી દેશે ? શું કોઇ સમજુ માણસ પોતાના ભાઇ પાસેથી "કરજે હસના" લઇ તેઓના આભારના બોજ તળે ચગદાઇ તે રૂપીયો વાહીયાત બાબતોમાં ફુંકી મારી તે "કરજે હસના" આખેરતમાં અદા કરવાનો વધુ બોજ ઉપાડશે ? વાહ ! શું સારી વાત છે કે આપણે અહીંયા કરજે હસના લઇ ઉરાડી દઇયે અને આખેરતમાં પરવરદીગાર સન્મુખ તેનો હીસાબ આપવાનો ઝીમ્મો શીર ઉપર રાખીયે ? મેં જેટલા વાહીયાત રીવાજો હતા તેટલા સઘળાં કાઢી નાંખ્યા છે. માત્ર હલકા કપડાં પહેરી કેટલાંક સગાં વ્હાલાંઓ સહીત

દુલ્હનના ઘેર જશે અને રાતરે નીકાહ પડી દુલ્હા રૂખસત થશે, કોઈ પણ જાતની ધુમધામની જરૂરત નથી, અને ચાંદલાનો માત્ર એટલોજ રીવાજ રાખવામાં આવશે કે સગા વ્હાલાઓ માત્ર એક રૂપીયો દુલ્હનને મોંહ દેખાડવાનો અને દુલ્હાને સલામ કરવાનો આપે.

બીજી સ્ત્રીયો=દુલ્હા દુલ્હનની માશી ફુઇ, કાકી,મામી પણ બીજી પરાઈ સ્ત્રીઓની જેમ એકજ રૂપીયો આપી કેવી રીતે બેસી રહી શકે? અને મન માનતો લ્હાવો ન લીયે?

બેગમસાહેબ=મેં ચાંદલાનો રીવાજ કાઢી નાંખવાનો સાધારણ રીતે હુકમ આપ્યો છે કેમકે તે "કરજે હસના" છે, મેં કાંઇ આપ લોકોને મનાઈ કરી નથી કેમકે આપ દીકરી દીકરાના માબાપછો તમે તમારા ફરજંદો માટે જેટલું કરશો તેટલું ઓછું છે કેમકે તેનો બદલો લેવો તમારી નીયતોમાં નથી. બેગમ સાહેબાનું આ વીવેચન કેટલીક ન્યાય નજર અને બુદ્ધીશાળી સ્ત્રીયોએ પસંદ કીધું અને શાબાશી આપી કહેવા લાગીયો કે ખુદા તને જ્યારે તોફીક આપે અને ત્હારૂં દીન અને દુન્યામાં ભલું કરે, તને ખુદાએ સર્વ કાંઇ આપ્યું છે તને એવી બાબતોની શી પરવા છે. માત્ર ગરીબ બાપડો માટે આટલી માથાફોડ કરે છે.

બેગમસાહેબ=હું સર્વે બ્હેનોની શેવામાં વીનંતી કરૂં છું કે મેં જે જે સાહેબોને ચાંદલો આપ્યો છે તે તેઓને બક્ષી આપ્યો અને જે જે સાહેબોનો ચાંદલો મ્હારા ઉપર છે તેઓ મને બક્ષી આપે, સરવે જણીયોએ કહ્યું કે

અમોએ અને અમારા ખુદાએ બક્ષી દીધેં. અંતે સર્વે જ-
ણીયો બેગમસાહેબના મતને મળતીયો આવી અને અરસ-
પરસ માફી માંગી બેગમ સાહેબ પોતાને ઘેર આવ્યાં અને
બીજી બીબીયો પોતાને ઘેર ગઇયો.

## ફસલ ૬ ઠી શાદીનો સામાન અને કેટલીક ખરાબીયો વીશે.



પછી જ્યારે ઇલાહીબખ્સ લખનઊથી સરવે સામાન
ખરીદીને આવ્યા ત્યારે બેગમસાહેબે દુલ્હા તરફની ચીજો
અને દુલ્હનની તરફની ચીજો જુદી કીધી. અને બન્ને ઠેકાણું
મોકલાવી દીધી. જ્યારે બરાંતનો દીવસ આવ્યો ત્યારે બે-
ગમસાહેબ ખાનમસાહેબ અને તેઓની પુત્રીયો ઇત્યાદી
જનાનખાનામાંથી જવા નીકળ્યા બહારથી મીરસાહેબ અને
અબરાર હુસયન મીયાં નીકળ્યા પહેલાં મીર હીમાયતઅ-
લીને ત્યાં જઇ ત્યાંનો બંદોબસ્ત જોયો અને ત્યાં ખાણું
બાણું તૈયાર કરાવરાવ્યું અને પછી મીર વિલાયતઅલીને
ત્યાં ગયાં અને ત્યાં પણ સરવે પ્રકારનો બંદોબસ્ત કર્યો.

ખાનમ સાહેબ=કપડાં વી૦ દઇ જાય તેમાં શું શું
હોય છે ?

બેગમસાહેબ=એમાં કેટલીક ચીજો તેલ અત્તર ગુલાબ,
કપડાં રાતાં નાડાં ઇત્યાદી વાંસની ન્હાની ટોપલીયો હોયછે,

ખાનમસાહેબ=પછી શું થાય છે?

બેગમસાહેબ=સગા વ્હાલાં તેને જગ્યા જગ્યાએ દારૂખાનું છોડતાં છોડતાં લઈ જાય છે. પછી સગા વ્હાલાંઓની મેહફીલમાં તેને ખોલીને દેખાડે છે અને અંદર મોકલવામાં આવે છે, પછી તંરતજ દુલ્હનના કપડાંનો જોડો શીવવામાં આવે છે, અને તેની સાથે આવેલા લોકોને શરબત પીવરાવવામાં આવે છે.

ખાનમસાહેબ=દુલ્હનની તરફની આવેલમાં શું હોયછે?

બેગમ સાહેબ=એજ બે ચાર લોકોની સાથે દુલ્હાનો પોશાક મોકલવામાં આવે છે, બે ચાર સગાંવ્હાલાંસાથે થઇ જાય છે. તેમાં દુલ્હાનો પોશાક હોય છે. જ્યારે ત્યાં પહોંચે છે ત્યારે તરતજ તેમાંથી પેલો પોશાક કાઢી દુલ્હાને પહેરાવી સવાર કરે છે અને બનાતા ભાપકે દુલ્હનને ઘેર ધુમધામથી આવે છે. જ્યારે વરરાજા ઘરના આંગણે પહોંચે છે ત્યારે કન્યાના ઘરમાંથા એક સ્ત્રી દુલ્હન ધોએલી મેંહદીનું પાણી એક રકાબીમાં અથવા લગનમાં લઇ બહાર આવે છે અને વરરાજાના ઘોડાના પગ નીચે ફેંકી જાય છે.



## ફસલ સાતમી ફટાણા અથવા ભુંડી ગાળો.



બેગમસાહેબ=તે પછી તાફાની સીયો કોડીયા અને ઠીકરાંઓ ભેળસેળ કરી દુલ્હા ઉપર મારે છે તે પછી દુલ્હ-

નવા તરફથી દરવાજા ઉપર ઉભાં રહીને ભુંડાળી ગાળો ખાવામાં આવે છે* તે વખતે દુલહાનીમાં દાદી ફૂઈ માશી કાકી ઇત્યાદી કોઇ ગાળો ખાધા વિનાર બાકી રહેતી નથી જેઓનાં નામ લઈ લઇને ન બોલાય એવા શબ્દો થકી તદ્દન ભુંડાળી ગાળો બોલે છે અને મસ્તાન બની એક બાજુના ગળામાં હાથ નાંખી ઝુમતીયો જાય છે અને પુરૂષો કે પોતાના વડીલોની કોઇનો પણ શરમ રાખ્યા વિના જે જીભ ઉપર આવ્યું તે ભરડે જાય છે અર્થાત જાણે શયતાન તેઓ આગળ ઢોલ વગાડી તેઓને શુર ચઢાવે છે. પછી દુલ્હાને લાવીને ગાદી ઉપર બેસારવામાં આવેછે અને પછી નીકાહ પઢાવવામાં આવે છે.

ખાનંમ સાહેબ=અલ્લાહ બચાવે, આ કેવાં મુર્ખાઇ

---

* હીંદુસ્તાનમાં પરદાનો રીવાજ હોવાથી ગાળો દેવા વી૦ કામ માટે નીચ કોમની ભાડુતી ઓરતો બોલાવે છે અને આપણા દેશમાં જ્યાં એવો ખરાબ રીવાજ છે ત્યાં ઘરની ઓરતો બણીઠણી શણગાર કરી અત્તર નાંખી ઉઘાડે મોઢે બાહેર નીકળે છે, અને ગાળો બોલે છે, વરઘોડા સાથે પગે ચાલીને અથવા ગાડીયોમાં બેસીને નીકળે તે વખતે મરદો પણ ઠાઠમાઠ કરીને ખુબ કપડાં પહેરીને ઓરતોના આસપાસ ચાલે છે તેણીઓનાં નખરાં જુવે છે લટકા મટકા પણ ચતાર હશે, અને મશાલવાળો જરા આઘો ગયો કે મશાલ ઝાંખી થઇ તે મશાલચીને સવા સવામણની બે ચાર ગાળ ચોપડીને કહે છે બરાબર રોશની રાખ, કેમકે બાઇશાબ તે તેણીયોને શણગાર બ-રાબર દેખાતો અટકે નહીં.

ભર્યાં ટુકડા છે!! અને ભુંડાળી ગાળો બોલવી એનો કની-ષ્ઠમાંકનીષ્ઠ અને પુરેપુરી બેશરમી છે. પુરૂષો સામે તે સ્ત્રીઓને ગાળો બોલતાં શરમ આવતી નહીં હોય ? ખરૂ સ્ત્રીઓ તો બોલે છે પણ તેઓના પુરૂષો કેવા મુર્ખ હીણભાગીયા અને બાયલા છે કે પોતાની સન્મુખ પોતાની સ્ત્રીઓને ભુંડાળી ગાળો ઉચરતાં રોકતાં નથી ? અને પોતાની મા બેહેનોને ગાળો દેવરાવે છે અને સંભળાવે છે! ખરેખર આ રીવાજ પણ હીંદુઓનો મુસલમાનોએ ધારણ કરી લીધો છે, રામ-ચંદ્રના વીવાહના વર્ણનમાં આ રીવાજનું મુળ વાંચો.

બેગમસાહેબ—છડીયો મારવાની અને પાણી ઠીંકરા કાંકરા કોઠીયો ઈત્યાદી મારવાના રીવાજો તદ્દન ખરાબ અને કાઢી નાંખવા લાયક છે પણ તે કરતાં વધારે ખરાબ અને પશુ પણ કરતાં શરમાઈ જાય એવી રૂઢી આ ભુંડાળી ગાળો બોલવાની છે, હું તે રીવાજને અટકાવવાનો પુરતો બંદો-બસ્ત કરૂં છુ. પછી બેગમસાહેબે પોતાની "ગુલબદન" નામની લોંડીને મોકલી "ગોહરૂ" નામની મીરાસણને બો-લાવી કહ્યું કે મેંહદીનું પાણી ઘોડાના પગ નીચે ફેંકવુ અને છડીયો અને ખીલાઓ ઇત્યાદી મારવાના રીવાજ આ-

☞ આ હીંદુઓથી મેળવેલો અસભ્ય લજ્જાકારક અને હાની કારક ભુંડાળી ગાળો બોલવાનો રીવાજ હીંદુસ્તાન કાઠીયાવાડ ગુજરાત અને દક્ષિણમાં સર્વ સ્થાને હસ્તી ધરાવે છે એ સભ્ય અને પોતાને પુરૂષ અને મુત્તીવાન કહેતાં માણસો માટે ઓછું શરમ ભર્યું નથી.

જથી તદ્દન બંધ કરવામાં આવે છે. ખબરદાર હવે પછી એવી હીલચાલ થવા ન પામે. અને દરવાજા આગળ અને ઘરમાં કે બહાર ભુંડાળી ગાળો જરાંએ બોલવામાં ન આવે. અને જો કદાચ આ મ્હારી સખત મનાઇ પ્રમાણે વર્તવામાં નહીં આવે તો તને મ્હારા ઘરની અને મ્હારા સગા વ્હાલાંઓના ઘરની મીરાસથી બરતરફ કરીશ.

ગિલ્લુ=વારીજાઉં કોની શકતી છે કે આપના હુકમ વિરૂધ્ધ વરતે ? બાઇ સાહેબ એ સરવે વાતો માલીકોના હુકમથી થતી હતી અમે કાંઇ થોડીજ કરતીયો હતી, પણ અમારૂં ગાળો બોલવાનું ઇનામ બંધ ન કરશો.

બેગમસાહેબ=નહીં ત્હારૂં ઈનામ બંધ કરવામાં નહીં આવે. પછી સમીસાંજના વખતે મીર સાહેબે સરવે આવેલું ખાણું વહેંચી દીધું. નવશાહને ઘરમાં બોલાવી નહવરાવી ધોવરાવી તૈયાર કર્યો.

---

## ફસલ ૮ મી કંગનો.

મી૦ વીલાયતઅલીની સ્ત્રી=બેગમ સાહેબ ! જો આપનો હુકમ હોય તો નવશાહના હાથે કંગણા બાંધું ?

બેગમસાહેબ=હાં બાંધો તેમાં કાંઇ હરકત નથી. નવશાહના સગા વ્હાલાઓની સ્ત્રીયોએ નવશાહના હાથમાં કાંઈ રોકડ આપ્યું. બેગમ સાહેબે એક અશરફી પોતા

તરફથી અને એક અશરફી મીર સાહેબની તરફથી આપી. બરીનો સામાન તેયાર થયો, બેગમસાહેબે સરવે ચીજો મંગાવીને તપાસી લીધી અને તેમાં પોતા તરફથી એક રાતો ઝરીયાન દોશાલો ઉમેરી દીધો. પછી બરીને રવાના કરી બેગમસાહેબ મીરં હીમાયતઅલીને ત્યાં આવી, દુલ્હાને સવાર કરવામાં આવ્યો સગાં વહાલાંઓ પેદલ સાથે થયાં, દરવાજા ઉપર પ્રથમ થોભીને થોડુંક દારૂખાનું છોડવામાં આવ્યું, ભુંડાળી ગાળો બોલવા ઇત્યાદીના અસભ્ય અને લજ્જાકારક રીવાજો બંધ રહ્યા. બેસવાની બાદ શરબત હુક્કો પાણી ફેરવવામાં આવ્યું. મોલવીસાહેબ અંદર ગયા અને નીકાહની રજા લાવ્યા. નવશાહની તરફથી મીંયા અબરાર હુસેન વકીલ થયા અને અમુક શરઇ મેહર ઠરાવી નીકાહ પઢવામાં આવ્યા ચારે તરફથી મુબારકબાદી મળવા લાગી. મીરાસણો ઇત્યાદીને તેઓનાં ઇનામો આપવામાં આવ્યાં. દુલ્હન રૂખસત થવા લાગી. પછી બેગમસાહેબે દુલ્હન રવાના થયા પહેલાં સરવે હાજર રહેલી સ્ત્રીઓને ખાણું ખાઇ લેવાનો હુકમ આપ્યો. જુના વીચારની સ્ત્રીઓ વળી ગરબડ કરવા લાગી કે દુલ્હન સાસરે ગયા પહેલાં તો ખાણું ખાવાનો રીવાજ અમે એકકે જગ્યાએ જોયો નથી. બેગમસાહેબે કહ્યું બેહનો એમાં શુ થયું પહેલાં ખાઓ કે પછી ખાઓ પહેલાં ખાશો તો ભુખ્યા નહીં રહેવું પડે કારણ કે પછી મોડું થઇ જશે. આ વાત કાંઇ બુદ્ધી અને શરા વીરૂદ્ધ તો નથીને? ખાણું તેયાર છે તો પછી ખાવામાં શાં હરકત

છે? નકામું ખાણું ખરાબ થાય તેમાં શો ફાયદો.? પછી કેટલીક રકઝક પછી ખાણું ખવરાવવામાં આવ્યું.

ગુલ્લુ મીરાસણ=વારીજાઉં બેગમસાહેબ ! અમને આમતો કાંઇ સારૂં લાગતું નથી અગર હુકમ હોય તો ઢોલ બગાડયાં વીના મુબારકબાદીનાં ગાણાં ગાઇએ.

ખાનમ સાહેબ=હા એમને એમ ગાણાં ગાવાં હોય તો ગાઓ પણ હાથ ઉપર પણ તાલ આપતા નહીં. આવાં ગાણાને "ગિનાએ ઉરૂસી" કહે છે અને તે ગાવાની પરવાનગી મેં સાંભળી છે પણ તેમાં બે શરતો છે એક તો તેમાં વાહીયાત અને ખરાબ શબ્દો ન હોય અને બીજું તે ગાવાનો અંવાજ મરદો ન સાંભળે.

ગુલ્લુ=ખુદા આપને સલામત રાખે, આપે અમારા ધંધા માટે એટલો રસ્તો કાઢયો એ પણ બસ છે. પછી દુલ્હનના જવા વખતે જહેઝનો સામાન બહાર કાઢવા લાગ્યાં. બેગમ સાહેબે એક સોનાની કાળીગાંઠી અને એક સોનાની બંગડી કન્યાને પહેરાવી દીધી અને પોતાની તરફથી બીજો ઘણો સામાન ઉમેર્યો. કન્યાની પાલખી બહાર લઇ જવામાં આવી અને બરાતી વિદાય થયા. બેગમસાહેબ પોતાની સગી વ્હાલીયોને લઇ પોતાના મોહુરા ભાઇને ઘેર ગયાં. જયારે ડોલી ઉતારવામાં આવી ત્યારે તે વખતના ચોક પુરવા ઇત્યાદીની નકામી રૂઢીયો બંધ રાખવામાં આવી. દુલ્હાને અંદર બોલાવવામાં આવ્યો અને દુલ્હનના લુગડાની સાથ

ઉપર દુલ્હાને શુકરાનાની બે રકઅત નમાઝ પઢાવરાવી પછી બેગમસાહેબે પોતાની સગી વ્હાલીઓને કહ્યું કે બ્હેનો મ્હારી એક બીજી અરજ પણ કબુલ કરો કે કોઈ પણ દુલ્હનને મોંહ દેખામણી તરીકે એક રૂપીયા કરતાં વધુ ન આપે, આપનો થોડો તબરરૂક ઘણો છે. અને જેણીયો વધારે નજીકની સગીયો છે તેણીયોને અધિકાર છે જોઇયે તેટલુ આપે, બીજી સગીવ્હાલીયોએ એક એક રૂપીયો આપ્યો, વધારે સગીયો હતી તેણીયોએ બબે રૂપીયા આપ્યા કેટલી-કેએ પાંચ રૂપીયા આપ્યા. બેગમસાહેબે પણ પાંચ રૂપીયા આપ્યા અને દુલ્હનના હાથમાં યાકુતની એક વીંટી પહેરા-વી દીધી. જયારે દુલ્હનનો મોંહ દેખાડવાનો વખત આવ્યો ત્યારે દુલ્હાને ત્યાંથી પરદા પાછળ લઇજવામાં આવ્યો, અને એક રૂમાલમાં પચીસ રૂપીયા અને એક અશરફી બાંધીને દુલ્હા-ના હાથમાં તે રૂમાલ આપી દીધો આવી રીતે સરવે ક્રીયા-ઓથી મુક્ત થઇ ગયાં. ગિહલુ મીરાસણથી ન રહેવાયું તો બોલી ઉઠી કે બેગમસાહેબ હવે તો મુંગા મુંગા નથી રહે-વાતું જો રજા આપો તો બે ચાર ગાળો બોલી લઉં ?

બેગમસાહેબ=અરે મુર્ખ તને એક વખત મનાઇ કીધી તે શું બસ નથી ? શું કુતરીની પેઠે ભસવાનું મન થાયછે?

ગુલ્હુ=ઓય ! બા ! અમે તેને દુધ પીવરાવીને ગોહ-ટી કરી તે આટલા માટે કે? તેના લગ્નમાં અમે શો લ્હાવો લીધો? અમે ગાળો બોલવાના રૂપીયા લીધા તે હલાલ કરવા ખરા કે નહીં ?

બેગમ સાહેબે તેને કેટલાક રૂપીયા આપી કહ્યું કે લે હલાલ કર, આ રૂપીયા ગાળો બોલવાના નહીં પણ ગાળો ન બોલતાં ચુપ રહેવાના છે. મીર વીલાયતઅલીએ પોતાના સગા વ્હાલાંઓને બોલાવી જમાડયા અને ચોથીઓથી થઇ ગઇ, મીર હીમાયતઅલીએ પણ પોતાનાં સગાં વ્હાલાં જમાડયાં અને બન્ને તરફવાળા લગ્નક્રીયાથી પરવારી ગયાં. બેગમસાહેબ પાસે જે કાંઇ ખરચ ખુટણ કરતાં બચ્યું હતું તે પોતાની બન્ને ભાભીયોની સામે મુકીને કહ્યું કે બસો બસો રૂપીયા જે આપના મામુજાના શરકારથી મળ્યા હતા અને જે કાંઇ તમારા ઘરમાં હાજર હતું તેમાંથી સઘળું ખરચ થતાં આટલું વધ્યું છે તે સંભાળી લ્યો અને લગનના કામકાજથી પરવાર્યા તે માટે અલ્લાહનો શુકરબજાવી લાવો. પછી હસતાં હસતાં બેગમસાહેબે પોતાના ભાઇયોને કહ્યું કે મેં તમારે ત્યાં આટલી બધી મેહનત કરી હવે મને શું શરપાવ આપો છો?

બન્ને ભાઇ=તમે તમારા બન્ને ગુલામોનું કામ કરી ગોયા અમો બન્નેને વેચાતો લીધાં, અમારી શી તાકાત કે અમે તમને આપીયે!

બેગમસાહેબ=મેં તમારે ત્યાંના લગ્નમાં ઘણી ઘણી બાબતો તમારી ઇચ્છા વિરૂધ્ધ કીધી હશે પણ શાબાશ તમે બન્ને ભાઇયોએ બ્હેનને રાજી રાખવા માટે બેઅદબીયોની કાંઇ દરકાર કીધી નહીં. તે બેઅદબીયો માફ કરશો. તમે મ્હારી ઇચ્છા પ્રમાણે વરત્યા તે મ્હારા માટે લાખો બલકે

કરોડો રૂપીયાના શરપાવ સમાન છે. માતપિતાની મહેરબા-
નીનો સ્વાદ તમે બન્ને ભાઇયોએ મને ચખાડયો. અલ્લાહ
તમેં બન્નેને મ્હારા સીર ઉપર સલામત રાખે, અને બ્હેન
નહીં પણ અદના લોંડી સમજજો. લ્યો હવે હું જાઉં છું.
પણ તમારી પાસે એક એટલી વિનંતી રહી છે તે સ્વીકારી
લેશો હું તમારા બન્નેના આખા ઘરને અને દુલ્હા દુલ્હનને
જમવાનું નોતરૂ મોકલાવીશ તો તે વખતે આનાકાની કર્યા
વિના પધારવાનું વચન આપી રાખો. બન્ને ભાઇયોએ
ઘણી ખુશી સાથે હાજર થવાનું વચન આપ્યું. અમે સઘળાં
તમારા ગુલામ છીયે અમને પુછવાની શી જરૂર હતી?
જ્યારે આજ્ઞા કરત ત્યારે હાજર થાત. પછી બેગમસાહેબે
એક તારીખ મુકરરર કરી પોતાને ત્યાં મંજલિસ ઠરાવી પો-
તાના ભાઇને ત્યાંના સરવે લોકોને દુલ્હા દુલ્હનને અને
બીજા સગા વ્હાલાઓની બીબીયોને બોલાવી, લખનઉની
પેલી બે સૈયદાણીયોએ સોઝ અને મરસીયા પડી મજલીસને
સારી રોનક આપી સાથે કેટલીક હદીસો પણ પડવામાં
આવી સારી રીતે અઝાદારી અને માતમદારી થઈ. મજલી-
સમાં શરબત પીવરાવવામાં આવ્યું. દુલ્હા દુલ્હનને અને
પોતાના ભાઇયોના આખા ઘરને સારાં સારાં પકવાનો જ-
માડયાં. અતરે પણ મહેમાન રાખ્યાં, સવારે સરવે રૂખસત
થયાં પણ દુલ્હા દુલ્હનને બે ત્રણ દીવસ સુધી વધુ રાખ્યા.
તેઓને રૂખસત કરતી વખતે પોતાના મગદુર મુજબ એક
એક કપડાનો જોડો બે દોશાલા અને બે રૂમાલ ભેટ આપ્યા.

# ભાગ ૪ થો.

## પ્રકરણ ૧૩ મું મરણ ક્રીયા.



મીર સાહેબના નજીકના સગપણમાં એકવીસ, બાવીસ વર્ષનો નેક અને પરહેઝગાર જવાન માંદો પડયો. તેને સખત તાવ આવવા લાગ્યો તે જવાનનું નામ મોહમ્મદ સાલેહ હતું. જેટલા ઇલાજ કરવા જોઈતા હતા તેટલા ઇલાજ થઇ શકયા નહીં તેથી તેનો મંદવાડ વધતો ગયો અને દીન પ્રતીદીન તે દુબળો અને અશકત થતો ગયો. છેવટે તેને કળજીયો થઇ ગયો. સરવે જણાઓએ તેના જીવવાની આશા મુકી દીધી, આવા સમાચાર સાંભળી બેગમ સાહેબ અને ખાનમસાહેબ તેને જોવા માટે ગયાં. બેગમસાહેબ તો ઘેર પાછાં આવતાં રહ્યાં પણ ખાનમસાહેબ તે જવાન વધારે વખત દુન્યામાં કાઢશે નહીં માટે લોકોની નાદાની અને અજ્ઞાનતાના કારણથી તેનું મૌત ખરાબ ન થઇ જાય તેની સાવચેતી રાખવાના હેતુથી ત્યાં રહી ગયાં અને પરદો ન-ખાવરાવી તે માંદા પડેલા જવાનના ખાટલાની બાજુએ બેઠી અને કહેવા લાગી કે બેટા ! બ તસદ્દુકે "અઇમ્મએ અતહાર" અલયહે સુસ્સલામ ખુદા તને તંદુરસ્તી આપે, હદીસામાં વસીયત કરવાની ઘણી તાકીદો આવેલી છે માટે ત્હારે જે વસીયત કરવાની હોય તે કરી લે તો બેહતર છે.

મોહમ્મદ સઈદ=ખુદાતઆલા મુરદાઓને પણ જીવા-ડવા શક્તીવાન છે પણ મને મ્હારી તબીયત ની સ્થીતિ ઉ-પરથી જણાય છે કે હું આ ફાની દુન્યામાં થોડા દીવસનો પરોણો છું. માટે કૃપા કરી મારી માતા મ્હારા કાકા અને મ્હારા કાકાના દીકરાઓને બોલાવો કે હું તેઓને છેલ્લે છેલ્લાં જોઇ લઉં અને જે કહેવું હોય તે કહી લઉં (સરવે જણાં હાજર થયાં.)

મોહમ્મદ સઈદ=(સરવેને હસરત અને નિરાશા ભરી સલામ કરી) મ્હારા વ્હાલાઓ આ ફાની દુન્યામાં કોઇ સર્વદા રહ્યું નથી અને રહેનાર નથી સરવેને એક વખ-ત જરૂર મરણને શરણ થઈ પોતાના કિરતારની સન્મુખ ઉભા રહેવાનું છે. માટે મ્હારી પહેલી વસીયત એ છે કે મ્હારા એઅતેકાદ (આસ્થા)ને તમે સાંભળો અને સાક્ષી રહો (પછી તે દોઆએ અદીલા મોહટા સાદે પડવા લાગ્યો) હવે મ્હારી બીજી વસીયત એ છે કે જે જે સાહેબોનો મ્હારાથી કસુર થયો હોય તેઓ કૃપા કરી મુજ મરતાં રંક માણસને માફ કરી દેશે એવી આશા છે, અને જો કોઇએ જાણીજોઇને અથવા અજાણતાથી મ્હારો કસુર કર્યો હશે તેને મેં માફ કર્યો, મ્હારો હક જે કોઈના સીર અને ઝીમ્મે હોય તે પણ તેને બક્ષી આપ્યો, મ્હારાથી મ્હારા માતપિતા-ના હકો જળવાયા નથી આશા છે કે તેઓ તેઓના ગુન્હે-ગાર-પુત્રને બક્ષી આપશે. આવા નીરાશાના અસરકારક શબ્દો સાંભળી શ્રોતાઓનાં હૃદય ભરાઇ આવ્યાં અને રડી-

ને કહેવા લાગ્યાં કે અમે અને અમારા ખુદાએ તને બક્ષ્યો– પછી તેણે કહ્યું કે જનાબ મોલ્લવી અહમદ હુસન સાહેબ કે જેઓ પેશ ઇમામ છે તેઓના હાથે મ્હારા દફ્ન કફ્ન થાય એવો બંદોબસ્ત કરશો. અને તેઓજ મ્હારા જનાઝાની નમાઝ પઢાવરાવે. અને મીરઝા મોહમ્મદ સાહેબનો અવાજ મને ઘણો પસંદ છે તેથી તેઓ પાસે મ્હારી "તલકીન" પડાવરાવજો. અને મીર ઇરશાદઅલીસાહેબે મને ખાકેપાક આપી હતી જે પેટીમાં મુકેલી છે તે ખાકને મ્હારા કફ્નમાં મુકજો. અને મીર મોહમ્મદી સાહેબના ઇમામવાડામાં દરવાજાની અંદર અથવા બહાર જો તેઓના વારીસોની રજા હોય તો ત્યાં મને દફ્ન કરજો. કેમકે એમ કર્યાથી મોઅમીનના આવવા જવાથી તેઓના પગ મ્હારી છાતી ઉપર પડે અને લોકો ફાતેહો પડે, કદાચ તેથી હું મુકતી અને નજાત પામું. અને મ્હારી મર્ણ પામેલી ઓના માબાપનું કોઇ અહીંયા નથી, તેની મેહર મ્હારે ઝીમ્મે છે. જ્યારે તેણી મરણની પથારીયે પડી હતી ત્યારે તેની જીભ બંધ થઇ ગઇ હતી બોલી શકતી નહતી તેથી તે માફ કરાવી શકયો નથી, માટે જો તેના વારીસોમાંનું કોઇ અહીંયાં હાજર હોય તો તેઓ મને તે મહર બક્ષી આપશે એવી આશા રાખું છું. ખુદા તેઓને અનહદ સવાબ અતા ફરમાવશે. અને અગર તેઓ માફ કરવા રાજી ન હોય તો તો હું મ્હારી માતાને મ્હારી છેલ્લી વિનંતી કરૂં છું કે તેઓએ મને સાજો કરવા માટે હજારો રૂપીયા બગાડયા તો

મ્હારી સ્ત્રીની મ્હારે ઝીમ્મે રહેલી મહર પણ તેણીના વારસોને આપી મ્હારો આખેરતનો બોજ હલકો કરશે એવી આશા રાખું છું, જ્યારે મ્હારી પાછળ હજારો રૂપીયા ખરચાયા ત્યારે એટલા વધારે થયા હતા એમ સમજે. બસ આટલાં વેણ બોલી તે ચુપ થઇ ગયો.

ખાનમસાહેબે કહ્યું કોઇને બોલાવો કે "સુરએ યાસીન." અને "સુરએ વાકેઆ" અને "દોઆએ અદીલા" પડે તરતજ કારીઓને બોલાવવામાં આવ્યો. સુરએ. યાસીન પડવામાં આવી. મોંઢાના હોઠ હલવા લાગ્યા તેનો ચ્હેરો હંસતો હોય એવો જણાયો, આંખોમાંથી જાણે મોતી ખરતાં હોય એવા આંસુના ટીપાં ટપકી પડયાં, ગરદન ઢળી ગઇ, પ્રાણ ન્હાસી છૂટી ગયું, ઘરમાં ચારે તરફ કોલાહલ મચી ગઇ રડવાનો અને કુટવાનો શોરબકોર મચી ગયો, ખાનમસાહેબ તેના આતાની પાસે જઇ બેઠાં તેણીને હઝરતે "ઇમામે મઝલુમનો" નામ યાદ દેવરાવ્યો, અને કહેવા લાગી કે આપ ઉપર મુસીબત અને સંકટનો પર્વત ટુટી પડયો એમાં કાંઇ શક નથી. આવા શોકજનક વખતે આપને રડવાની મનાઇ કરવી અયોગ્ય છે પણ મ્હારી એટલી વાત યાદ રાખો કે હઝરતે રસુલે ખુદા મોહમ્મદ મુસ્તફા સ૦ અને તેઓના અહલેબયત અને માસુમ ઇમામોએ ફરમાવ્યું છે કે નવહા કરનારી સ્ત્રી ઉપર ફીરીશ્તા લઅનત કરે છે, અને મયીતનું નામ લઇને રોવું અને તેની ખુબીયોનું વર્ણન કરવું એ પણ નાજાએઝ છે, તો પછી આપ સમજુ શાણા અને ડાહ્યા

બઈ શામાટે ગુનાહનું કામ કરો છો? આપ રડતી વખતે તેનું નામ અને તેની ખુબીયોનું વર્ણન ન કરો બલકે હજરતે રતે રસુલે ખુદા મોહમ્મદ મુસ્તફાસઅના ફરજંદનું નામ લઇને અને તેઓની મઅસુમ પુત્રીયોની મુસીબતો અને સંકટો યાદ કરીને વિલાપ કરો. તે બીચારીએ તરતજ હજરતે ઈમામે હુસયન અ૦ અને શાહજાદી સકીના રૂકયા અને જનાબે ઝયનબ ખાતુનના નામ લઇ લઇને વિલાપ કરવો શરૂ કર્યો. પછી ખાનમસાહેબે મૈયીતની પાસે જઇ તેના અંગુઠા વાળી દીધાં અને આંખો બંધ કરાવી દીધી અને ત્યાં દીવો સળગાવરાવ્યો અને કોઇ તેની પાસે બેશી કુરઆને શરીફ પડયા કરે અને મૈયીતને એકલી ન મુકે તેની તાકીદ કરી. બેગમ સાહેબ તેના મરણના સમાચાર સાંભળી ત્યાં આવ્યાં અને આખી રાત ત્યાંજ રહ્યાં, મીર સાહેબ મોલવી સાહેબ ઇત્યાદી સાહેબો આવ્યા. અને મરનારની વસીયત પ્રમાણે સરવે જાતની સામગ્રી તૈયાર કીધી. પછી બેગમસાહેબે મીર સાહેબને બાજુએ બોલાવી કહ્યું કે આ મૈયીત મરદે મોઅમિનની છે કોઇ એહતીયાતની બાબત મુકી દેવામાં ન આવે, જે કફન લાવવામાં આવ્યું છે તેને તળાવમાં અથવા હોઝમાં ગોતો ખવરાવી સુકાવરાવીને વેતરજો અને ગુસલ દેવા માટે જો કોરા ઘડા લાવવામાં આવ્યા હોય તો તેને પણ ગોતો ખવરાવજો. અને કોઈ સારા અક્ષર લખનાર પાસેથી શહાદતનામું પણ લખાવી રાખજો. અને થોડું બેસન પણ મંગાવી રાખજો.

લૌંડી=અરે પરદા કરી લ્યો પરદા હજામ આવે છે.

ખાનમ સાહેબ=( આ વીચીત્ર આવાજ સાંભળી ) અરે હજામનું અહીંયાં શું કામ છે? કોઇએ જવાબ આપ્યો કે એતો મૈયીતની હજામત કરવા આવ્યો હશે.

ખાનમસાહેબ=આપણા મઝહબમાં એ બાબતજાયઝ નથી (પછી તેણીએ ચુલ્હા ઉપર એક ડેગ ચઢાવેલી જોઇ પુછયું કે) ચુલ્હા ઉપર આ દેગ શામાટે ચઢાવી છે? કોઇએ કહ્યું કે મૈયતના ગુસલનું પાણી ગરમ કરવા માટે, ખાનમ સાહેબે કહ્યું એ બાબત પણ આપણા મઝહબમાં જાયઝ નથી આપણા મઝહબમાં ગરમ પાણીથી ગુસલ દેવું મકરૂહ છે. પછી મૈયીતને બહાર લઇ જવામાં આવી, મોલવીસાહેબે બરાબર ગુસલ અપાવરાવ્યું કફન પહેરાવ્યું અને જનાઝો લઇ ઇમામવાડા તરફ ગયા. અને મીરઝા મોહમ્મદ સાહેબ તલકીન પડયા અને વસીયત પ્રમાણે તે મૈયીતને દફન કરી, પછી સરવે લોકો ફાતેહા પડી પોતપોતાને ઘેર રવાના થયા. મોલવી સાહેબને ત્યાં ભાતીની ખીચડી રાંધવી શરૂ થઇ. મરહુમાની માતાએ બેગમસાહેબને કહ્યું કે ઝીયારતના દીવસે ફાતેહા માટે અનાજ અને બકરી ઇત્યાદી મવજુદ છે પણ બે ચીજો મવજુદ નથી એક તો બાળવાનાં સુકાં લાકડાં અને બીજું ઘી. બેગમસાહેબે કહ્યું લાકડાં તો મવજુદ છે જોઇએ એટલાં, અને ઘી પણ જોઇએ તેટલું પણ સરવે હીંદુનું, મુસલમાનને ત્યાંનું મળવું મુશ્કીલ છે પણ હા જો કોશીશ કરીશું તો મળી શકશે.

ખાનમસાહેબ=સામાન શામાટે જોઈશે ?

બેગમસાહેબ=ઝીયારતનું ખાણું પકાવવા માટે.

ખાનમસાહેબ=ખાણું તૈયાર કરાવી શું કરવામાં આવશે ?

બેગમસાહેબ=સગા વ્હાલાંઓમાં વહેંચાશે !

ખાનમસાહેબ=એતો ગઝબની વાત છે, તે બીચારીનું ઘર ઉજડી ગયું તેના ઉપર મુસીબતનો પર્વત તુટી પડયો હજુ આ આફત અને બલાનાં આંસુ સુકાયાં નથી એટલા-માં વળી આ નવાં તેલ લાકડાંની ફીકર કયાંથી આવી ! શું આવા વખતે સગા વ્હાલાંઓમાં ખાણું ન વહેંચે તો ન ચાલે ? આ સાંભળી બે ચાર બાયો બોલી ઉઠી કે એતો દસ્તુર છે એમાં ચાલે કે ?

ખાનમસાહેબ=અફસોસની વાત છે કે આપે આવા રીવાજ ચાલુ રાખ્યા છે. આ દીવસ તો દરેકના ઉપર પડ-નાર છે, અગર એક હીસ્સો ન લેવામાં આવે તો સગાં વ્હાલાંઓને શું નુકશાન થનાર છે?

બેગમસાહેબ=ખાનમ સાહેબ હવે એ રીવાજની કય-ફીયત પણ સાંભળો જ્યારે કોઇને ત્યાં મૈયત થાય છે ત્યારે તે બીચારો લાચાર બની પોતાની મૈયતનો ગમ છોડી દઇ સગા વ્હાલાંઓમાં હીસ્સા વહેંચવાની ફીકરમાં પડે છે,

ગમે તેમ કરી દેવું* કરી બલા ઉપર બલા વ્હોરી લઇ સગા વ્હાલાઓમાં વહેંચવાનું ખાણું તૈયાર કરાવરાવે છે. જ્યારે ખાણું તૈઆર થઇ જાય છે ત્યારે અર્ધી રાતેથી વ્હેં-ચણી શરૂ થાય છે. હજામણો અને માછણો માથા ઉપર ભાણા લઇ ઘેરેઘેર ફરે છે તે વખતે સરવે લોકો પોતપોતાના ઘરોમાં સુતેલાં પડયાં હોય છે. આ વહેંચનારીઓ દરવાજા ઓ ખટખટાવે છે શોર મચાવે છે ત્યારે નીંદ્રામાંથી જાગૃત થઇ દરવાજા ખોલે છે અને તે ખાણું ઘરમાં ન લેતાં બાહેર વહેંચી ખાવાનું અંદરથી કહેવામાં આવે છે. હા જો કોઇ ઘરડા માણસના ફાતેહાનું ખાણું હોય તો ઘર અંદર લેવા-માં આવે છે પણ તે ઘરમાંનું કોઇ ખાતું નથી, નોકર ચાકર અથવા બીજા માણસોમાં વહેંચી દેવામાં આવે છે.

ખાનમસાહેબ=શું આ વહેંચણી કાંઇ સવાબ સમ-જીને કરે છે.

---

* પરવરદિગાર સર્વે બંધુઓને કરજ અને દેવાની આફત બલા-થી બચાવે ! અમુક મુસલમાન ગ્નાતીમાં અસલથી ચાલતી આવેલી હીંદુ રીત પ્રમાણે મરણ પછી દસમું, અગીઆરમું, બારમું, છમાસી, અને વર્ષીએ ખાણું કરવું પડે છે, અને આ બાબત ગ્નાતીના ટેક્સ રૂપે હસ્તી ધરાવે છે જો કોઇ બીચારો ન કરે તો કેટલીક વખત ગ્નાતી બહાર મુકવામાં આવે છે, અને એટલું બધું ન કરે તો સદા તે બીચારાની ગરદન ઉપર વ્હેણાની ધારવાળી તલવાર ફેરવતાં તો ચુકતાંજ નથીજ ? અફસોસ.

બેગમસાહેબ=અજ્ઞાની લોકો તો તેમાં સવાબ સમજે છે, એ બાબત બે હેતુથી કરવામાં આવે છે એક તો એકે અત્યાર સુધી જે લોકોનું ખાધું પીધુ હોય તેનો જાણે બદલો વાળે છે અને તે સાથે કહે છે કે ખવરાવીયે કે ખાઇયે એમાં કાંઇ નવાઈ છે ?! એ હાથે તાળી પડે છે. અને બીજો મતલબ એ છે કે તેઓ લોકોમાં કંજુસ ન કહેવાય તેટલા માટે પણ ખરચે છે ઉપરાંત સોસાઇટી (જનસમુહ)માં જશ વધવાના હેતુથી પણ ખરચ માંડે છે.

ખાનમસાહેબ=અગર બદલો વાળવાનો અને ખાધું છે તેને ખવરાવવાનો હેતુ છે તો પછી સવાબ કયાં રહયો ? અગર અપકીર્તી થવાના ભયથી ખરચ કરે છે તો તેથી પણ સવાબ ન રહયો. અને અગર જશ અને કીર્તી ખાટવાના હેતુથી કરે છે તો તે એક જાતની "રીયા" છે અને રીયા તે "શિરક"માં દાખલ છે. રૂપીયા ખરચીને ગુનાહ વેચાતી લેવો આનુંજ નામ છે?! અને જે લોકો (મુરદાઓ) ના નામની ખાતર કરવામાં આવે છે તેઓની જીભો તો પાછળ ખરચાએલા પકવાનોનો કાંઇ સ્વાદ પણ ચાખી શકયા નહીં, અરે સ્વાદ તો શું તે બીચારા એટલુંએ જાણી શકયા નહીં કે પાછળ નામ રાખવા ખરચાયું કે નહીં ? બુધ્ધીવાનનું કામ તો એ છે કોઇ એવું કામ કરે કે તેઓના આત્માઓને શાંતી મળે જેથી તેઓ ખુશ થાય જેમકે તેનાથી જે જે નમાઝો કઝા થઇ હોય તે અદા કરાવરાવે, તેણે નહીં આપેલી ઝકાત અદા કરાવરાવે, હજ અને ઝીયારત

કરાવરાવે, કુરઆન પઢાવરાવે. અફસોસ આવી કરવા યોગ્ય બાબતો તો પીઠ પાછળ નાંખવામાં આવે છે અને નકામાં નાણાં ઉરાડવામાં આવે છે જેથી નુકશાન વિના બીજો કાંઈ ફાયદો નથી. પછી એકઠી થએલી સ્રીયોને પુછયું કે મેં જે વાત કહી તે ખરી છે કે નહીં ? બોલો તમારો શો મતછે?

સર્વે. બીબીયો=જો આવા ખરચથી એમ સમજાતું હોય કે કોઇના મરણ પછી અમે ઝરદો બીરીયાની ખુશીથી ખાઇયે છીએ તો અમારા એવા ખાવામાં ધુળ પડી, હવેથી અમે કોઇનો હીસ્સો લઇશું નહીં અને આપીશુંએ નહીં. જયારે પાછળથી આવી ટીકાઓ થાય અને આપણે અજ્ઞાની ગણાઇયે ત્યારે એવા રીવાજ વિના શું નથી ચાલતું ? શું ત્રીજાનું કે દસમા બારમાનું છમાસીનું કે વરસીનું સર્વે ખાણું લેવું દેવું બંધ કરી દયો.

ખાનમસાહેબ=તમે મ્હારા વિવેચનથી દીલગીર થયાં અને દીલગીરીના આવેશમાંજ તમે એ રીવાજ તરફ ઉપર ઉપરથી નહીં ચાલતાંનો ધીક્કાર બતાવ્યો તે માટે હું તમારો આભાર માનું છું. અલ્લાહતઆલા તમે સરવેને નેક બદલો અતા કરે, હવે તમે એવો કોઇ રીવાજ કાઢો કે જેથી મુરદાને શાંતી મળે.

બેગમસાહેબ=હું સરવે બેહનોના મતને ખુશીથી મળતી આવું છું આજથી ન કોઇને ત્યાંનું ખાણું લઇશ ન કોઇને ત્યાં મોકલાવીશ. પણ તે સાથે એટલું કહું છું કે તઅઝીયત માટે જે બીબીયો આવે તેઓની પુરેપુરી પરે-

ભાગત કરવામાં જરાએ મણા રાખવામાં ન આવે, જોઇએ તો તેઓને ખવરાવવામાં આવે કે તેઓને ઘેર મોકલવામાં આવે. આ વાત પણ સર્વમત અનુસારે પસાર થઇ.

ખાનમસાહેબ=શેહરવાસી શીઆઓમાં રીવાજ છે કે ત્રીજાના દીવસે અથવા ચેહલુમના દીવસે અથવા વરસીને દીવસે અજાદારીની હજરતે ઈમામે હુસેન અ૦ની મજલીસ કરેછે અને જે કાંઈ વહેંચવું હોય છે તે મજલીસનાનામથી વહેંચે છે, માટે મ્હારી સલાહ એ છે કે તમે પણ એ રૂઢી ધારણ કરો અને પોતપોતાની મગદુર પ્રમાણે જે મળે તે મજલીસના નામે ન્યાઝ તરીકે વહેંચો. આ બાબત પણ સર્વમત અનુસારે પસાર થઈ. પછી સરવે બીબીઓ ઘેર જવા વીદાય થઇઓ બેગમસાહેબ પણ પોતાને ઘેર ગયાં અને મીરસાહેબને નકામો રીવાજ નીકળી જવાની સરવે હકીકત કહી સંભળાવી.

ખાનમસાહેબ=મીર સાહેબ ! આ સ્ત્રીયોએ સુધારો કર્યો છે પણ તેઓની અક્કલ કેટલી? કહેવત છે કે "સ્ત્રીની અક્કલ પગની પાનીએ" તેઓને બદલી બેસતાં વાર લાગે નહીં, અને કદાચ કહે કે અમારા પુરૂષો આ સુધારાને કબુલ રાખતા નથી તો પછી મારી કરી કરાઈ મેહનત ધુળ આં મળશે માટે આપને એટલી વીનતી કરૂં છું કે તમે આ વિષયની ચર્ચા પુરૂષોમાં પણ ચલાવશો.

મીર સાહેબ=કેમ નહીં ? ઘણી ખુશીની સાથે

ઇનશાઅલ્લાહ અએલાઈસુધારાને અગડવા દઇશું નહીં, જ્યારે ત્રીજાનો દીવસ આવ્યો ત્યારે મીરસાહેબ બેગમસાહેબ ખાનમસાહેબ ગયાં. સરવે પુરૂષો અને સ્ત્રીઓ એકઠી થએલ હતી કુરઆન ખ્વાની શરૂ થઇ.

લોંડી=પૈસા આપો, ખુશબુનો પ્યાલો મંગાવવો છે.

ખાનમસાહેબ=એ શું વળી !

બેગમસાહેબ=દસ્તુર છે કે અત્તારને ત્યાં પૈસા મોકલવામાં આવે છે તે ગુલાબ કેવડાના પ્યાલામાં સુખડ વાટીને ખુશબુદાર તેલ અથવા અત્તરનાં કેટલાંક ટીપાં તેમાં નીચોવી આપે છે અને તેને ખુશબુનો પ્યાલો કહે છે. કુરઆન ખ્વાની પુરી થયા બાદ હજામ એક ફુલની થાળી અને તે પ્યાલો હાજર રહેલાઓમાં ફેરવે છે. લોકો થાળીમાંથી ફુલ લઇ પ્યાલામાં બોળી લઇ લીયે છે, કેટલાંક થાળીમાં જે થાળી રહેવા દે છે અને કોઇ ફુલ ઉપાડી પ્યાલામાં નાંખી દે છે.

ખાનમસાહેબ=ઠીક એ રીવાજ શેહરમાં પણ હતો. હઝરતે ઇમામે હુસયન અ૦ ની ઝીયારતમાં પણ એમજ કરવામાં આવતુ હતુ. કીબલઆ કઅબાએ તેની ઉતપત્તી વિશે શોધ ચલાવી, તો તેનો પત્તો નશરામાં તેમજ ન અરબ અને અજમમાં મળ્યો. પણ એ રીવાજ હીંદુઓની તરફથી નીકળ્યો એમ જણાયું. હીંદુઓમાં રીવાજ છે કે જ્યારે તેઓમાં કોઇ મરી જાય છે અને શમશાનમાં તેને બાળવા લઇ જાય છે ત્યારે તેના નખ કાતરી નાંખે છે.

પછી ત્રીજે દીવસે ઘરના લોકો શમશાનમાં જાય છે અને પેલા નખ વીણી લીયે છે અને તેને કોઇ વાસણમાં મુકી ઝાડ ઉપર લટકાવી દીયે છે અથવા જમીનમાં દાટી દીયે છે. અથવા તેને ગંગામાં નાંખી દીયે છે અને તે નખોને "ફુલા" કહે છે અને તેને વીણવા માટે ત્રીજો દીવસ મુકરરર છે. આગળના મુસલમાનો કે જેઓને હીંદુઓ સાથે સબંધ રાખવો પડતો હતો તેઓએ કેટલાક રીવાજો તેઓ જેવાજ ધારણ કરી લીધાં, અને તેઓ જેવાંજ ધારણ કરી ન શકયા તો તેમાં વધારો ઘટારો કરી તેની નકલ બનાવી જેમકે સ્ત્રીયો ની તલાક અને વીધવાઓના બીજા નીકાહ અને પુત્રીયોનો મીરાસમાંનો હક બાતલ કરવામાં આવ્યો. હીંદુઓ તે નામોને "ફુલો" કહે છે, તો તેઓની દેખાદેખી મુસલમાનોએ ફુલ ઉપાડવાનો એક ખાસ તરીકો કાઢયો. જ્યારે આ બાબત હીંદુઓની પૈરવીથી છે એમ જાણવામાં આવ્યું ત્યારે ઈજતેહાદ કરનારાઓએ તે રૂઢી છોડી દીધી, અને શીઆઓની જાણવામાં આવ્યું તો તેઓએ પણ મરણ સમયે અને મોહરરમમાં એ રીવાજ છોડી દીધો આ વાહીયાત બાબતમાં ન કોઇ સવાબ છે ન કોઇ જાતનો રોઆબ છે, કોગટમાં કાફેરોની પૈરવી કરવાનો ગુનાહ વ્હોરી લેવો છે. આ રીવાજ પણ બંધ કરવામાં આવે તો સારૂં છે. આ ઉપરથી તરજ બેગમસાહેબે કહેવરાવી મોકલ્યું કે ફુલ ઉપાડવાનો રીવાજ પણ બધ કરવામાં આવે અને અઝાદારીની મજલિસ માટે મીઠાઇ મંગાવવામાં આવે અને કુરઆન

ફાતાની ખતમ થવા બાદ સહીફએ કામેલાની દોઆએ ખતમ કુરઆન અથવા કોઇ બીજી દોઆ અથવા કોઇ ઝાકિર મરસીયો કે હદીસ પડે. આ પ્રમાણે અંદર પણ મજલિસ કરવામાં આવી. જ્યારે સગાં વહાલાંઓ રૂખસદ થવા લાગ્યાં ત્યારે મીરસાહેબે કહ્યું કે ભાઇયો જરા થોડીવાર થોભો મ્હારે તમને કાંઈ કહેવું છે. સરવે જણ પાછાં બેસી ગયાં.

મીર સાહેબ=કેમ ભાઇયો ?! તમે સાંભળ્યું હશે કે અંદર સ્ત્રીઓમાં એવો ઠરાવ પસાર થયો છે કે ગમીમાં મરણ પછી સગાં વહાલાંઓમાં જે ખાણું વહેંચવાનો રીવાજ છે તે બંધ કરવામાં આવે, આપ સરવે ભાઇયોનો તેમાં શો મત છે? કેટલાંકોએ કહ્યું કે અમોને ખબર નથી કે એ શું વાત છે અને કેટલાંકોએ કહ્યું કે હા એવો રીવાજ કાઢી નાંખવાનો ઠરાવ પસાર થયો છે તે અમે જાણીએ છીએ.

ટોસો=ઘરડીયાઓના વખતથી જે વાત ચાલી આવતી હોય તે કેવી રીતે બંધ થાય ?

મીર સાહેબ=તમે લોકો પયગમ્બરની ઉમ્મતમાં છો કે પોતાના ઘરડીયાઓની ઉમ્મતમાં છો ?

સર્વે જણ બોલી ઉઠયાં કે અમે પયગમ્બર સ૦ ની ઉમ્મતમાં છીએ,

મીર સાહેબ=અગર આપણા પયગમ્બરનો હુકમ કાંઈ હોય અને આપણા ઘરડીયાઓનો દસ્તુર તે કરતાં જુદાજ હોય તો તમે કોની પૈરવી કરશો ?

સરવે જણું કહ્યું અમે શરીઅતની પૈરવી કરીશું.

મીર સાહેબ=બસ ત્યારે તમારો અને અમારો એ બાબતથી ચુકાદો આવશે કે તમે જનાબે ટીબસઓ કઅબાને ત્યાં જાઓ અગર તેઓ ફરમાવે કે ગમીમાં મરણ પછીનું ખાણું જેવી રીતે વહેંચાય છે તેવી રીતે [illegible] વાજીબ અથવા સુન્નત છે તો અમે તરત તે [illegible] દીએ, અને અગર તેનું મુળ શરીઅતમાં ન [illegible] અને કહે કે માત્ર તે રીવાજજ રીવાજ છે તો તેને મુકી દેશો. ફોગટમાં રૂપીઆ ખરચી અમો બોજામાં આવીએ અને દેવાદાર થઇએ અને કાંઇ ફાયદો ન પહોંચે [illegible] બાડસુ છે? અને તેથી થતાં જે નુકશાનો આપણે નજરો નજર જોઇએ છીએ તેનો ઇનકાર તો તમે પણ કરી શકતા નથી. એક ગરીબ ભાઇને ત્યાં મરણ સમ દુઃખ આવી પડયું તેના ઉપર તમે એક એવી શીક્ષા ઠરાવી કે જોઇએ તો મરે અને જોઇએ તો જીવે અથવા દેવું કરે ગમે તેમ કરે તમારૂં પેટ ભરે! બીચારો તેની પાસે હોય કે ન હોય પોતાના વ્હાલાના મરણનું દુઃખ થોડીવાર વીસારી મુકી આ તમારી ઠરાવેલી શીક્ષા ટાળવાની ફિકરના સમુદ્રમાં ડુબવા લાગે. આ કેવો ન્યાય! આ ભાઇ મત્યેની કેવી લાગણી? આ કેવી હમદરદી અને દીલસોઝી? પશુઓ ઉપર પણ માણસને દયા આવે છે પણ આપણે રીવાજના બંધનથી એવાં કઠોર હૃદયના અને નીર્દય થઇ ગયાં છીએ કે આપણે આપણા માણસ ભાઇ ઉપર કાંઇ દયા આણતા

નથી તેનું દુઃખ ઉપર દુઃખ દેવા તૈયાર થઈએ છીએ. ડાઘઆ ઉપર ડઘાઅ દઈયે છીએ. ખેર તે બીચારો ગરેઅ કરી હજાર મુકતીયોથી મ્હેણું ટાળવા (ખરી ખુશીથી તો નહીં જ) ખાણું પકાવરાવે છે, જ્યારે રાત પડે છે ત્યારે તૈયાર થાય છે. અર્ધ રાત્રીએ આપણે ઘેર વહેંચાય છે, તે વખતે આપણે સઘળાં માઠી નીંદ્રામાં ઉંઘતા હોઈએ છીએ. વહેંચનારો શોરબકોર મચાવી જગાડે છે, કેટલાંક કહે છે ઘરવાળા કે આજ ન મોકલતાં બહાર વહેંચી લીયો, અને જેઓ લઈ લીએ છે તેઓ સીંકા ઉપર મુકી દઈ પાછા નીંદ્રાવશ થાય છે. કુતરાં બીલાડાં તેનો ટેસ્ટ કરી જોય છે. અને જો કદાચ કુતરા બીલાડાંના હાથે ન ચઢયું તો સવારમાં વાસી થઈ જાય છે. માણસના ખાવાના કામનું રહેતું નથી, ગોશ્ત બોશ્ત સડી જાય છે, એટલે એ સરવે મોરીમાં નાંખી દેવું પડે છે, ઉતરી ગએલો પલાવ ઘરના ભંગીભંગીને આપી દીધે. અર્થાત કોઈ ચીજ ખાતા નથી અને ખરાબ કરાવનારો છો, પેલો બીચારો સો બસો રૂપીયા ખરચ કરી મુવો તેનું પરીણામ એટલુંજ આવ્યું કે તેનું ખાણું સરવે મોરીમાં નંખાયું. જેઓ માટે તેણે દુઃખ ઉપર દુઃખ સહી રૂપીયા ખરચી ખાણું કર્યું તેઓના તો મોંહ સુધી પણ ન પહોંચ્યું, ભાઇયો ! જરા વિચાર કરો ! આવી રીતે પોતાના ભાઈઓને બરબાદ કરવા શું સારી વાત છે ? અથવા પોતાના ભાઈને એવો મહા મોહટી વીટંબણાથી બચાવવા સારી વાત છે :

કેટલાંક લોકો તો આ પ્રમાણે સાંભળી ચુપ થઇ ગયાં અને કેટલાંકોએ કહ્યું કે આપણા એક ભાઇને એવી રીતે આપણા પેટ ભરી બરબાદ કરવા ઉપર ધિક્કાર છે, માટે હવેથી એ રીવાજ બંધ કરી દયો, આજ તેનો વારો છે તો કાલે આંપણો વારો પણ આવશે.

મીર સાહેબ=જે ભાઇયો ચુપ બેઠા છે તેઓ પણ પોતાના મત જાહેર કરે. ચુપ રહેનારા બોલ્યા કે એમાં અમારો મત શું પુછો છો? જે બીજા ભાઇયોની મરજી તે મરજી અમારી પણ. .

મીર સાહેબ=હજુ કોઇ ભાઇને કાંઇ 'કહેવાનું' હોય તે કહી દીયે, પણ કોઇએ કાંઇ જવાબ આપ્યો નહીં.

મીર સાહેબ=પછી એક કાગળ મંગાવી તે ઉપર નીચલી ઇબારત લખી અમે સૈયદાબાદના જમીનદાર અને જાગીરદાર સાદાતો આજે લખીતવાર એવો ઠરાવ કરીએ છીએ કે અકલી અને શરઇ સુધારો કરવા માટે એકમતે સર્વેની સમતીથી અરસપરસ એવો ઇકરાર કરીએ છીએ કે હવે પછીથી ભવિષ્યમાં જે ખાણું ગમીમાં વહેંચવાનો રીવાજ છે તે બંધ કરવામાં આવ્યો છે. અમારામાંનો કોઇ ગરીબ કે અમીર આ કરારનામા વીરૂદ્ધ વરતશે નહીં, પછી પોતે સહી કરી બીજા સર્વે ભાઇઓની સહીઓ લીધી. આ બાબતની ખબર અંદર ઝનાનખાનામાં ગઇ જે સાંભળી ખાનબસાહેબ બેગમ સાહેબ ઘણાં ખુશ થયાં.

ખાનમ સાહેબ=બેગમ સાહેબ ! અહીંયા માતમની અફ (હાર)નો શો દસ્તુર છે ?

બેગમસાહેબ=જે છોકરો એક વરસ કરતાં વધુ ઉમર નો હોય તેના માટે ત્રણ દીવસ અને જવાન અને ઘરડાના માટે ચાલીસ દીવસ.

ખાનમસાહેબ=ચાળીસ દીવસ સુધી બીબીયોને મણી તકલીફ પહોંચશે એટલા બધા દીવસ સુધી માતમ રાખવા-નું કારણ શું છે !

બેગમસાહેબ=ઘરડીયાઓથી એજ રીત ચાલી આવે છે. તેનું કારણ એટલું જણાય છે કે ગમમાં માણસને આ-રામ સારો લાગતો નથી તેથીજ પલંગ ઉપર બેસવું અને સુવું બંધ કરવામાં આવે છે.

ખાનમસાહેબ=તમારી અટકળ ખરી છે, પણ દરેક વખત સરખો અને અનુકુળ હોતો નથી, ઘણીખરી વખત માત્ર રસમ અને રૂઢી પાળવામાં આવે છે, અને એમ પણ ખ્યાલ કરી શકીયે છીએ કે દરેક જાતના લોકો માતમ પુ-રસી માટે આવે છે તો તે સરવેનું પલંગ ઉપર બેસવું અસંભવીત છે, તેથી ફર્શ અને ચટાઇઓ બીછાવવાનો રીં-વાજ છે કે સરવે લોકો સરખી રીતે બેશી શકે તેમ કરવા-થી ગમ પણ જાહેર થાય છે. પણ મ્હારો મતલબ જુદો છે ગમે તેવો ગમ ન હોય તે મન સાથે સંબંધ ધરાવે છે. જયારે માણસનું મન ભરાય છે ત્યારે તેનું લોહી ઉકળે છે

અને તેને ધુમાડો આંખોના પરદાઓમાં ભરાય છે અને તે આંસુ બની ટપકી પડે છે. તેના માટે જમીન કે પલંગ સર્વે સરખું છે. જ્યારે મન ભરાશે ત્યારે "રડવું" આવશે જોઇએ તો ૪૦ દીવસ થયા હોય કે ચાર મહીના થયા હોય તો જેના ગમથી મુસીબત પડી હોય છે તેનો બીચારો પોતાના ગમમાંને ગમમાં રહે છે તેને કાંઇ શુદ્ધી હોતી નથી પણ જે લોકો માતમ પુરસી માટે આવે છે તેઓને ઘટે છે કે આ વાતોનો ખ્યાલ કરે, ફર્શ ઉપર સુવાથી શરીર અકડી જાય છે, કમર અને પાંસળીયો દુઃખવા આવે છે, ખાણું હજમ થતું નથી જાનની હિફાઝત (રક્ષણ) કરવી ખુદા અને રસુલે વાજીબ કીધેલ છે. માટે મ્હારી પાસે ચાળીસ દીવસ સુધી માતમ પુરસી માટે રહેવું એ મુદત ઘણી લાંબી છે, તે માટે માત્ર ત્રણ દીવસ પુરતા છે.

બેગમસાહેબ=આપનું કહેવું ખરૂં છે, કેટલેક ઠેકાણે માત્ર ત્રણ દીવસજ રહેવાનો રીવાજ છે, આપણે બીજી બીબીયોનો મત પુછીયે.

આ સાંભળી બીજી બીબીઓએ કહ્યું કે હા અમે રોઝ પલંગ ઉપર સુનારીયો ચાળીસ દીવસ સુધી ભોંય સુઈ રહેવાથી અકડી તો જઇયે છીએ માટે એ રીવાજ ખરૂં છે તો નકામો.

જુના વિચારની સ્રીઓએ કહ્યું કે વાય વાય આલેજ બહુજ ડહાપણ ડાળે છે, બધા રીવાજો એમને તો કાઢી નાંખવા છે. રોટલી (ખાણાની વહેંચણી) તો બંધ કરાવી હવે રડવું કુટવું એ બંધ કરાવો.

ખાનમસાહેબ=હું તો પરદેશી છું આજે આવી અને કાલે ચાલી જઈશ, અગર એવા કુધારા તમારામાં ચાલુ રહેશે તો મને શું નુકશાન થનારૂં છે? અને કુધારાને બદલે સુધારા દાખલ કરશો તો મને શો લાભ થવાનો છે? હું તો તમારી શુભેચ્છક છું, મારા ધ્યાનમાં જે બાબત સારી લાગી તે કહી માનવુ ન માનવું તમારા હાથમાં છે. આ રીવાજ ચાલુ રાખવામાં ફાયદો શું છે? અથવા એટલું કહી દયો કે 'અમને અમારા ઘરનો અધીકાર છે ગમે તેવા રીવાજ રાખીએ તમારે શું છે? પછી હું એકે અક્ષર બોલીશ નહીં. બીજી સુવિચારવાળી બીબીયો બોલી કે એ શું ખુત બોલો છો ? ગમ અમારા મન સાથે સબંધ રાખે છે શું પલંગ બીછાવવાથી અમારો ગમ જતો રહેશે ? કદી નહી. આ બીબી જેની દુન્યા ઉજડી ગઇ એતો આખી જીંદગી રડયા કરશે. તો શું એ આખી જીંદગી પલંગ ઉપર નહીં સુવે ? અથવા શું ચાળીસ દીવસ પછી તેનો ગમ જતો રહેશે ? માટે બેહતર એ છે કે તેની હદ બાંધવી જોઇએ (જે આ વખતે જુના વિચારવાળી સ્ત્રીઓ ચુપ બેઠીયો). પેલી બીજી બીબીયોએ ચટાઇયો ઉપડાવી નંખાવી અને પલંગ બીછાવરાવ્યા.

મરદાના મજલિસમાં મોહમ્મદ સઈદના સસરા અને સાળો આબીદ પણ શામીલ થઈ ગયાં.

મીર સાહેબ=(સઈદના સસરાને) મરહુમે પોતાની વસીયતમાં કહ્યું હતું કે મ્હારી બીબીની મહર મ્હારે ઝાઞ્મે

છે માટે તેના વારીસોને કહેવું કે અગર તેઓ બક્ષી આપશે તો મારા ઉપર મોહટો આભાર થશે તેનો બદલો હુકલુઆલા તેઓને આપશે અને અગર તેઓ બક્ષી ન આપે તો મ્હારી માતુશ્રી ગમેતેમ કરી અદા કરશે, હવે તમે શું કહો છો? આ શબ્દો સાંભળી મરહુમના સસરાની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં અને ગદગદીત અવાજે બોલ્યા કે ન દીકરી રહી ન જમાઇ રહ્યા, જેની મહર હતી તે તેની સાથે ગઇ, અમે બક્ષી આપી અમારા ખુદાએ બક્ષી આપી, અમારે ન કાંઇ દુન્યામાં દાવો છે ન કાંઇ આખેરતમાં, મ્હારો જમાઇ ઘણો નેકબખ્ત હતો મને ઘણો અફ્સોસ તો એ થાય છે કે એવા સલુણા જમાઇના હું આખેરી દીદાર કરવા પામ્યો નહી, ખબર સાંભળતાંજ ત્રીજામાં શામીલ થવા માટે ઘેરથી નીકળ્યો, અને તેના ફાતેહા દરૂદમાં આપવા માટે પચાસ રૂપીયા સાથે લેતો આવ્યો હતો અહીં આવ્યો તો એવા સમાચાર મળ્યા કે ખાણાની વહેંચણીનો રીવાજ બંધ થઇ ગયો છે, હવે હું રૂપીયા પાછા લઇ જવા ચાહતો નથી જેવી આપની મરજી હોય તેવો તેનો ઉપયોગ કરો.

મીર સાહેબ=ખુદા આપને જઝાએ ખેર આપે, મોઅમીનને પોતાના બીરાદરે મોઅમીનની સાથે અને સગાએ પોતાના સગાની સાથે આવોજ સલુક કરવો જોઇયે, અગર આપ તે રૂપીઆ પાછા લઇ જવા ન ચાહતા હોતો એવા કામમાં ખરચો કે જેથી મરહુમની રૂહને શાંતી મળે

અને હમેશાં સવાબનો ઝરો વહ્યા કરે. તેઓએ કહ્યું કે આ રૂપીયા હું આપને સોંપુ છું જેવું મુનાસબ ધારો તેવું કરો.

મીરસાહેબે મોલવી મીર અહમદ સાહેબને બોલાવી તે રૂપીયા આપ્યા. અને કહ્યું કે કેટલીક દીનદારીની અને કેટલીક મસાયબની કીતાબો અને મરસીયાઓની કેટલીક જીલ્દો મંગાવીને મુસ્તહક મોઅમેનીનમાં વહેંચી દયો, જેથી તેનો સવાબ હમેશાં જારી રહેશે.

જ્યારે ચહલુમનો દીવસ નજીક આવ્યો ત્યારે મરહુમની માએ બેગમસાહેબને બોલાવ્યાં ખાનમ સાહેબ પણ સાથે સાથે આવ્યા.

મરહુમની મા=મેં આપને એક સલાહ લેવા માટે બોલાવ્યાં છે મરહુમનાં બીજીવાર લગ્ન થવાનાં હતાં, વાત પણ ઠરી ચુકી હતી, મેં ગમેતેમ કરી કાંઇ જણસભાવ અને લુગડાં લત્તાં તૈયાર કર્યાં હતાં, પણ તેના માંદા પડવાથી તે બાબત મુલતવી રહી. લગન ન થયાં તો સારૂં થયું નહીં તો વધારે ગમ ઉપાડવો પડત. ખૈર જે કાંઇ અલ્લાહને મંજુર હતું તે થયું, મને એવો ખ્યાલ હતો કે આ જે જણસભાવ છે તે તેના ફાતેહા અને વહેંચણીના ખાણા ઇત્યાદીમાં ખરચ થશે પણ તે સઘળું તો બંધ રહ્યું. હવે તે જણસ ઇત્યાદીનો કેવી રીતે ઉપયોગ કરૂં?

બેગમસાહેબ=ખાનમ સાહેબનો મત લ્યો તેઓ ઠીક સલાહ બતાવશે.

ખાનમસાહેબ=પહેલાં તો તેને વેચીને રોકડ કરી લ્યો

પછી તમને અખત્યાર છે ચાહો તે કારેખૈરમાં વાપરો, કોઇ મોઅમિનનું દેણુ અદા કરાવી દયો કોઇ મોઅમેનાની શાદી કરાવી આપો, કોઇ મસજીદ અથવા ઇમામબાડાની મરમ્મત કરાવી દયો, કોઇ ઝીયારત કરવા જતો હોય તેને ભાથું બંધાવી દયો અથવા જે બાબત ઉપર તમે નીય્યત કરી હોય તેમાં ખરચ કરશો તોપણ ઠીક છે.

તેણીએ કહ્યું જ્યારે તમે વહેંચણીનો રીવાજ બંધ કરાવરાવ્યો ત્યારે મ્હારો તેવડે મજલીસ કરવાનો વિચાર થયો હતો.

ખાનમસાહેબ=એ કરતાં બીજું શું બેહતર છે? મજલિસ કરો.

તેણીએ પુછ્યું=મજલીસમાં શું વહેંચશું?

ખાનમસાહેબ=એ કેટલાંનો માલ છે તેની ચોકશી મારફતે તપાસ કરાવરાવી તેના પ્રમાણમાં ન્યાઝ કરો.

તેણીએ કહ્યું એતો ઠીક સમજી પણ મ્હારી સાથે મ્હારી પાસે મરહુમના માલમાંથી છે વાસણકુસણ લુગડાંલત્તાં ઇત્વાદી રાચરચીલું સારો સારો ફરનીચર પલંગ કુરસી કોચ દોશાલા જામદાનીયો ઇત્યાદી ઘણો સામાન છે તેનો શું ઉપ્યોગ કરૂં અને તે કોને આપું*?

ખાનમસાહેબ=આ બાબતમાં મ્હારો મત આખી દુન્યા કરતાં ન્યારો છે, જો કે શેહરના અમીરોમાં અને

* આ આપવાને ગુજરાતમાં "ઉઠાણું" આપવું કહે છે.

શીઆ તાલુકદારોમાં અને જમીનદારોમાં એવો રીવાજ છે કે તેઓ સઘળાં મરનારનું ઉઠાણું મુજતહેદાને ત્યાં મોકલે છે, પણ મને એ બાબત પસંદ નથી કેમકે ઉઠાણું આપવું લેવું એટલા માટે છે કે મુરદાને સવાબ પહોંચે. અને જેવી રીતે નવાબો અને અમીરો અને જાગીરદારો આપે છે કે તેને જહેઝની જેવી ધુમધામથી મોકલવામાં આવે છે લોકો તમાશો જુવે છે તેવી રીતે આપવામાં "સવાબ" રહેતો નથી કેમકે આ સઘળું કીર્તી વધારવાના હેતુથી કરવામાં આવે છે. અને જ્યારે કીર્તી વધારવાનો હેતુ થયો ત્યારે તે રીયા થયું અને "રીયા" તે 'શીરકેખફી' છે, અને શારક કરનારો કાફર છે. ન આપનારને સવાબ ન મુરદાને સવાબ અને શરએ મુકદ્દસમાં એની કાંઈ અસલ નથી, અને તેથી "બિદઅત" ગણાય એમાં પણ કાંઇ વાંધો નહીં. અને એમાં પણ હીંદુઓની પૈરવી ખુલ્લી છે કે તેઓ પોતાના મુરદાઓના કર્મમાં બ્રાહ્મણોને "ઝહા" આપે છે, શીઆઓ મુજતહેદાને ત્યાં મોકલે છે, એમાં ગુનાહનો અંદેશો જરૂર છે. અગર આપનો વિચાર જશ ખાટવાનો હોય તો જેમ બધાં કરે છે તેમ તમે પણ કરો, અને અગર તમારો મતલબ સવાબ લેવાનો છે તો લુગડાં ગરીબ મુસ્તહક મોઅમેનોને આપો અને વાસણો કોઇ કુંવારા મોઅમેનાને જહેઝ માટે આપી દયો અને ઘરાણું ગાંઠું અને ઘોડા વીગેરે છે તેને વેચી નાંખો. અગર તેના એટલા રૂપીયા આવે તેમ હોય તો કોઇ માણસને રસ્તાનું ભાથું આપી

મરહુમ તરફથી ઝીયારત કરવા માટે ઈરાક મોકલે કે કરબલા મોઅલ્લા, નજફે અશરફ કાઝેમૈન અને સામરાની ઝીયારત કરે; અને અગર એટલાં નાણાં ન હોય તો કરબલા અથવા નજફના કોઇ મુજતહેદને મોકલી આપો કે તેઓ બે ત્રણ માણસો મુકરરર કરી દેશે કે તેઓ એક લાંબા વખત સુધી મરહુમ તરફથી ઝીયારત પડયા કરશે.

તેણીએ કહ્યું મ્હારૂં નામ તો મટી ગયું હવે મને નામ કરવાની જરાએ ઇચ્છા નથી, હું તો સવાબ ચાહુછું કે એની રૂહને આરામ મળે. હવે હું એવી જો વેચવાની સગવડ કરૂં છું અને હું તમને મજલીસની તારીખની ખબર કરીશ.

પછી તેને ત્યાં મજલીસ કરવામાં આવી અને ન્યાઝ તરીકે બીરીયાની ઝરદો ખીર ઇત્યાદીની વહેંચણી કીધી, બે ઝાકેરોને દસ રૂપીયા આપ્યા અને એક મોઅમીનને નાયબુઝ ઝીયારત કરીને ઇરાક તરફ મોકલ્યો અને લુગડાં લત્તાં મુસ્તહક મોઅમેનોમાં વહેંચી આપ્યા. અને જેટલાં વાસણ હતાં તેટલાં એક કુંવારી છોકરીના નામે કરી જુદા રાખ્યા.

## પ્રકરણ ૧૪ મું.

## ઘરના કારોબારની રીતભાત વીવેક વી૦

એક દીવસ એક સ્ત્રીની અસ્વારી મીરસાહેબની દેવડી ઉપર આવી, દરબાને ખબર કરી કે મીર કરમઅલીની

બીબી મઅસુમન આવ્યાં છે." બેગમસાહેબે અંદર આ-વવા દેવાંની રજા આપી.

ખાનમસાહેબ=આ કોણ છે ? મેં તો એનું નામે સાંભળું નથી અને આટલાં બધાં ટાણાં ટચકાઓમાં પણ મારા જોવામાં આવ્યાં નથી.

બેગમસાહેબ=તેઓ અહીં નહતા તેઓના પીતાનું ઘર કાનપુરમાં છે, સાસુ અને નણંદથી બનતું નહતું તેથી તેઓ પોતાને પીયર રહેતાં હતાં, આજ ત્રણ વરસે આવ્યાંછે.

ખાનમસાહેબ=તેઓ તમારા કુટુંબમાંથી છે કે કોઇ ગૈર છે ?

બેગમસાહેબ=તેઓના ધણી તો આપણાંજ કુટુંબમાં-ના છે પણ તેઓની શાદી તેઓના ખાનદાનની બહાર થઇ છે, તેઓ પણ સૈયદ કહેવાય છે !

ખાનમસાહેબ=તેઓનો મઝહબ શું છે ?

બેગમસાહેબ=તેઓના માબાપનો મઝહબ તો શીઆ છે પણ સરવે જાહીલ અને અજ્ઞાન છે, તેઓને દીનો ઇમા-નની વાતોની જરાએ ખબર નથી.

મઅસુમન=ડોલીમાંથી ઉતરીને અંતઃપુરમાં આવી બેગમસાહેબ અને તેઓ અરસપરસ ભેટયા ખબરઅંતર પુછી બેઠા.

બેગમસાહેબ=તમે કયારે આવ્યાં !

મઅસુમને=હું તો મ્હારે પીયર હતી મને સમજાવી ફોસલાવી ઇકરાર કરી અહીં લાવ્યા, હું તો આવીને ઘણી પસ્તાઉ છું હવે જાવા ચાહું છું પણ જવા દેતાં નથી અને રહું છું તો મ્હારી હલકાઇ કરે છે મને એક અદના લોંડી કરતાં પણ વધારે હલકી ગણ્યાં કરે છે. હવે તે હું શું કરૂં? સુડી વચ્ચે સોપારી છે !!!

બેગમસાહેબ=તમારે અને તમારી સાસુને શી બાબત ઉપર અણબનાવ થાય છે?

મઅસુમન=જેઓએ મને આ ઘરમાં ગરદન મારી છે અને મને દીધી છે તેઓને અલ્લાહ પુછે, મોહટી બીબી ચાહે છે કે હું તેઓની તાબેદારી કરૂં અને તેઓનાં બેહન ચાહે છે કે હું તેઓની તાબેદારી કરૂં, હું મ્હારા ઘરમાં એટલાં બધાં લાડમાં ઉછરેલી છું કે મ્હારો અલ્લાહ જાણે છે તોપણ મેં મ્હારા માબાપનું કહેણ સાંખ્યું નથી અને તેઓની તાબેદારી કરી નથી તો શું હું આવી લડકણીયોના કહેણ સાંખીશ અને તેઓની તાબેદારી કરીશ ? શું તેણીયોના માથે જાત છે અને મ્હારા માથે જાત નથી ! તેણીયો સૈયદાનીયો છે તો હું પણ સૈયદાણી છું. મ્હારામાં અને તેમનામાં ફેર શું ? શું તેઓની વહુ બની તો ગુન્હેગારી કરી ? તેઓની છોકરીયો છેને ? જોઉં કે તેણીયો સાસરે જઇ પોતાની સાસુ નણંદની કેવી તાબેદારી ઉપાડે છે? બા! પારકાને તો સહુ કોઇ કહે પોતાનાને કાંઇ કહેવાય નહીં ! બળ્યું આ જીવવું અને તેઓમાં રહેવું !!!

બેગમસાહેબ=બીરજાષર, સબુરીનાં ફળ મીઠાં છે, આમ અકળાયે કાંઇ વળવાનું છે? જેટલી લાયક બીબીયો છે તેણીયો સરવે પારકા ઘરમાં જઇ સાસુ નણંદની ઇચ્છા આધીન રહી તેઓને રાજી રાખે છે, અને તાબેદારી કરીને માલીક થઇ બેસે છે. અને ઉલટા સાસુ નણંદ વહુની તાબેદારી કરે છે, અમને જુવોનીકે અમે સાસુ નણંદની એવી તાબેદારી કીધી કે તેઓ મને પોતાના પ્રાણ કરતાં વધુ સમજવા લાગ્યાં. સાસુજીના અમો કલાકો સુધી પગ ચાંપ્યા કરતા હુતા, તેઓ મનાઇ કરતા હુતા પણ અમે માનતા ન હુતા, જયારે તેઓ સુઇ જતાં ત્યારે અમે સુઇ રહેવા જતાં અરધી રાતે તેઓને જાજરૂ જવું પડતું તો લોંડીયો હાજર હોવા છતાં અમે લોટા ભરી જાજરૂમાં મુકી આવતાં અને અમારા હાથે તેઓને ખાણું ખવરાવતા હુતા, આખર તેઓએ ઘરનો બધો કારભાર અમારે સીર નાંખ્યો, જે ચાહુતા તે રાંધતા ખાતા અને જે ચાંહુતા તે બગાડતા કોઇ પુછતું કે ગાછતું. અમે તેઓને જે ખવરાવતા તે ખાતા અને જે લુગડું પહેરવા આપતા તે પહેરતા, અમારા વખાણ કરતાં કરતાં તેઓ મરણ પામ્યા. અમને દોઆઓ આપતાં આપતાં તેઓની જીભ સુકાઇ જતી, સગા વ્હાલાંઓમાં જેને મળતાં તેની આગળ મ્હારા ગુણ ગાતાં, બે નણંદોને મેં મ્હારે હાથે પરણાવી તેણીયો અત્યારમાં પોતાના ઘરમાં રહી આરામથી જીંદગી ગાળે છે, અને તેણીયો મને પોતાની માની જગ્યાએ ગણે છે. જો હું તેઓની સાથે આડી

ચાલતી તો તેજીયો પણ મ્હારાથી આડીયો ચાલત, અરસ પરસ હળીમળીને રહેવું. ઘણી સારી વાત છે, આખું કુટુંબ અને સહુ સગાં વ્હાલાં ખુશ રહે છે અને આવા નીત્યના કંકાશથી લાજ જાય છે અને ઉલટી અપકીર્તી થાય છે.

ખાનમ સાહેબ=બીબી ! ઘણા દીવસ પછી મુલાકાત થઇ છે માટે કાંઈ ખુશીની વાત કરો, આ વખત કાંઈ એક બીજાના રોડણાં રડવાનો છે?

મઅસુમન=જ્યારે મન ઠેકાણે હોતું નથી ત્યારે કોઇ સારી નરસી વાત ભાવતી નથી.

ખાનમ સાહેબ=હું તમને કયાં કહું છું કે મનમાં ન હોય તોપણ એવી વાતો કરો હવો તમે મળવા આવ્યા તો તમારે બેગમસાહેબ અને તેઓના બચ્ચા બાલાનો હાલ પુછવો જોઇતો હતો. પહેલાં મળતાં વેંતજ પોતાનાં રોડણાં રડવાં એ કાંઇ સારી વાત છે ? પછી ખાનમસાહેબે એ વાત ટાળીને છોકરીઓને પુછ્યું કે દીકરીઓ આ તમારે શું થાય છે ?

છોકરીયો=તેઓ અમારાં કાકી સાહેબ છે.

ખાનમ સાહેબ=તમે તમારી કાકી માટે પાન બનાવ્યાં નહીં, તેઓને ગળે મળી ભેટીયો નહીં અને કાંઈ વાતો પણ કીધી નહીં.

છોકરીયો=સાંભળતાં વેંતજ પાન બનાવવા બેસી ગઇયો, પછી તેને થાળીમાં મુકી બીબી મઅસુમન પાસે

આવી ઝુકીને સલામ કરી પેલા બાન આવ્યા. મઅસુમને તેણીયોને ખોળામાં બેસારી લઈ છાતી સાથે ચાંપી પ્યાર કર્યો.

છોકરીયો=કાકી આપને ઘેર સહુ સારીપેઠે છેને!

મઅસુમન=હા સહુ સારીપેઠે છે.

છોકરીયો=કાકીસાહેબ! તમે અમારી બ્હેન "રજબન"ને સાથે કેમ લાવ્યાં નહીં.

મઅસુમન=તેણી તો પોતાની ફુઈની પાસે રહે છે, મ્હારી સાથે કેવી રીતે આવે ?

ખાનમસાહેબ=જોયું ! વળી પાછાં તેજ રોદણાં શરૂ થાય છે. બેગમસાહેબ ? મગરીબની નમાઝનો ફઝીલતનો વખત જાય છે નમાઝ પઢી લ્યો.

બેગમસાહેબ=આપે ઠીક યાદ દેવરાવ્યું, એમ કહી તેણી પોતાના તખત ઉપર આવી અને વઝુ કરી નમાઝ શરૂ કીધી. છોકરીયો પણ પોતપોતાની જગ્યાએ જઇ નમાઝ પઢવા લાગીયો.

ખાનમસાહેબ=(મઅસુમનને) લ્યો આ પાણીનો બદનો વઝુ કરી તમે પણ અહીંયાજ નમાઝ પઢી લ્યોની?!

મઅસુમન=મને નમાઝમાંની કેટલીક ચીજો યાદ નથી તેમ વળી મ્હારાં કપડાં પણ નમાઝને કાબીલ નથી.

ખાનમસાહેબ=ખેર.

બેગમસાહેબ=(જ્યારે નમાઝ વઝીફો પઢી રહી ત્યારે

ગુલબદનને કહ્યું) અંદર દસ્તરખ્વાન બીછાવી મીરસાહેબને ખવરાવી દે. છોકરીયો પણ તેમની સાથે ખાશે હું મ્હારી બેનની સાથે ખાઇશ.

મઅસુમન=અરે એટલીબધી ખટપટ શામાટે કરો છો? મ્હારૂં તો ઘર છે, હું અહીંયા ખાઈ લઇશ.

બેગમસાહેબ=અરે વાહ ! આપ મ્હારે ત્યાં આવો અને અહીં એકલા ખાઇ લયો એ બને પણ ખરૂં કે ?

ટુંકમાં, છોકરીયોએ મીરસાહેબની સાથે ખાણું ખાઈ લીધું, બેગમસાહેબે મઅસુમનની સાથે ખાધું, હાથ મોંહ ધોઈ પાન ખાવા બેઠા, મોમબત્તી સળગાવવામાં આવી એટલે છોકરીયો પોતાના સબક યાદ કરવા બેસી ગઇયો, નવ વાગે સુઈ રહેવાનો વખત થયો, સર્વે સુઇ રહ્યા. સવારમાં સુબોહની નમાઝ બાદ કુરઆને શરીફની તીલાવત કરી સરવે એકઠાં થઈ બેઠા.

ખાનમ સાહેબ=(મઅસુમનને) તમે અહીં આવ્યા છો તેથી જો કે મ્હારે તમને કહેવું તો જોઇયે નહીં, બીજું એકે આપ સૈયદઝાદી આલેરસુલ અવલાદે અલી આપની નામ લેવા ઉમ્મતી લૌંડી આપને શું કહી શકે ? તોપણ જો તમને માઠું ન લાગે અને નાખુશ ન થાઓ તો કહું.

મઅસુમન=હું આપને બુઝુર્ગ સમજુ છું જે કહેવું હોય તે કહો, અગર બે શબ્દો સખત અને આકરા હશે તોપણ કાંઇ ફીકર નહીં.

ખાનમસાહેબ=એ આપની ખુશીયે છે. હવે મ્હારે જે કહેવાનું હતું તે એ છે કે આપ આલે રસુલ અવલાદે અલી સૈયદ. થઇ નમાઝ ન પડયા તેથી મને ઘણી દીલગીરી ઉપજી. જ્યારે આપ નમાઝ નહીં પડો ત્યારે. ઉમ્મતી કેમ પડશે ?

મઅસુમન=મ્હારા માતપિતા અજ્ઞાન હતા, અને પઢાવી નહીં તેથી હું પણ અજ્ઞાન રહી અને ઉપરથી મને સોબત પણ સારી મળી નહીં તેથી નમાઝ નથી શીખી અને જો શીખી તો તે ભુલી ગઇ, અભણ અને અનપઢ માણસની નમાઝ કેવી ને વાત કેવી ?

ખાનમસાહેબ=પઢેલા ઉપર તેમજ અનપઢ ઉપર સર્વે જણ ઉપર નમાઝ ફરઝ છે, કોઇને નમાઝ માફ નથી, અને નમાઝ નહી પઢવાનો ગુનાહ આપે કદાચ સાંભળ્યો નહીં હોય ? જો સાંભળ્યો હોત તો નમાઝને કદી કઝા કરત નહીં, કયામતમાં પહેલો પ્રશ્ન નમાઝનોજ પુછવામાં આવશે, જો નમાઝ કબુલ થઇ તો બીજાં કામ કબુલ થશે નહીં તો સરવે કામ મીથ્યા અને નકામા જશે. જ્યારે નમાઝ પઢનારાઓનો આવો હાલ છે ત્યારે નહીં પઢનારાઓના ખુદા જાણે શું હાલ થશે? પયગમ્બર અને ઇમામને પણ નમાઝ માફ હતી નહીં. હઝરતે હયદરે કર્રાર ગયરે ફર્રાર સાહેબે ઝુલફકાર ઉપર લડાઇમાં તીરોનો વરસાદ વરસતો હતો પણ હઝરત નમાઝ મુકતા નહીં. હઝરતે ઇમામે હુસયન અ૦ (મ્હારો જાનમાલ તેઓ ઉપર ફીદા થાઓ)

ની જીભ મુબારક તરશથી સુકાઇ ગઇ હતી અને શરીરમાંનુ લોહી વહી જવાથી ગશ ઉપર ગશ આવતા હતા પણ તેવા વખતમાં પણ નમાઝ ન મુકી બલકે "સીજદહંમાંજ" શહીદ થયાં. અને મેં સાંભળ્યું છે કે આપના બાપ દાદા ધમામો-એ ફરમાવ્યું છે કે જે જાણીજોઇને એક નમાઝ નથી પડયો તેણે ગોયા એક પયગમ્બરને શહીદ કર્યા, અને જે પાંચે વખતની નમાજ નથી પડયો તેણે ગોયા એ પાંચ પૈગમબરોને શહીદ કર્યા કે તેમાં પહેલાં હઝરતે આદમ અ૦ અને છેલ્લા હઝરતે રસુલે ખુદા સ૦ છે. અને નમાઝ ન પડવી હલાલ સમજીને ન પઢે તો તે મુરતદ છે તેનું શરીર કુતરા અને સુવ્વર સમાન નજીસ છે. અને આપે અનપઢ માણસનું કહ્યું તો દુન્યામાં ઘણાં અન-પઢ માણસો છે જેઓ હમેશાં પોતાની નમાઝો અદા કરે છે બેગમસાહેબની સરવે લોંડીયો ઇત્યાદી નમાઝ પડે છે તેઓ કયાં પઢેલીયો છે ! અફસોસની વાત છે કે આપ હઝરતે રસુલુલ્લાહ સ૦ ની અવલાદ થઇ નમાઝ પડતાં નથી ?

મઅસુમન=ખાનમ સાહેબ આવુ લાંબુ વિવેચન સાંભળી રડવા અને માથું કુટી કહેવા લાગી કે. હું આવી તે પળચોઘડીયું ઘણું સારૂં હશે કે આવી દીનદારીની વાતો સાંભળવી નસીબ થઇ, સારૂં થયું કે આપે મને ચેતાવી નહીં તો હું સીધી જહન્નમમાંજ ગઇ હોત. હવે હું તોબા કરૂં છું આપ મને નમાઝ શીખવાડો, કોઇને મોકલીને મ્હારે ઘેરથી મ્હારાં કપડાં મંગાવી આપો. પછી જો હું

નમાઝ મુકી દઉં તો મને સૈયદાની નહીં પણ એક હલકી બઝુની જાણજો.

ખાનમસાહેબ=ઉઠીને તેનાં ઓવારણાં લીધાં, છાતી સાથે ચાંપી અને કહ્યું કે જેવીરીતે તે મ્હારૂં મન ખુશ કર્યું તેવીજ રીતે ખુદા અને તેનો રસુલ ત્હારાથી ખુશ થાય અને ખુદા કરે તમે હમેશાં ખુશી રહો, હું આજને આજ તમને નમાઝ પડાવું છું અને હમણાં હાલ કપડાં મંગાવી આપું છું ગરમ પાણી તૈયાર છે પહેલાં અંગોળ કરી લ્યો, પછી એક લોંડીને મોકલી તેણીનાં કપડાં મંગાવી આપ્યાં. અર્થાત—પછી તેને સાફ અને પાક કપડાં પહેરાવી વઝુ કરાવી કહ્યું કે જ્યાં સુધી તમને સારી પેઠે નમાઝ યાદ ન થાય ત્યાં સુધી હું તમારી સાથે નમાઝ પડે જઇશ, જે હું બોલું તે તમે બોલજો અને જેમ હું કરૂં તેમ તમે પણ કરજો ઝોહરૈનની નમાઝ પણ તેઓને સાથે પડાવરાવી. બે ત્રણ સુરા તેને યાદ હતા દોઆએ કનુત ઇત્યાદી શીખવાડી દીધું. આવી રીતે તેણીએ નમાઝ પડવી શરૂ કીધી.

## પ્રકરણ ૧૫ મું.

## માબાપની અને શવહરની તાબેદારી.

મઅસુમન=ખુદા માટે થઈ જરૂર કહો, હું સમજી ગઇ કે આપ જે કાંઇ કહેશો તે મ્હારા હિતાર્થેજ હશે.

ખાનમસાહેબ=હું એ પુછુંછું કે માતપિતાનો હક અવલાદપર અને ધણીનો હક જોરૂપર અને જો રૂનો હક ધણી ઉપર કાંઇ છે કે નહીં? અને કદાચ છે તો કેટલા પ્રમાણમાં?

મઅસુમન=હું અનપઢ અજ્ઞાન એવી ઉંડી વાતો શું જાણું? પણ એટલું જાણું છું કે મા નવ મહીના બચ્ચાને પેટમાં રાખે છે અને અસહ્ય દુઃખ ઉપાડે છે અને જ્યારે તેમાંથી મુકત થાય છે ત્યારે ગોયા તેણી નવેસરથી પેદા થઇ, વળી જ્યારે બાળક જન્મ પામી રહે છે ત્યારે બાળકના આરામ આગળ પોતાના આરામને કાંઇ લેખતી નથી, રાતોની રાતો જાગે છે, ખોળામાં ઉચકી ફરે છે, દુધ પીવરાવે છે, બાળકની આરોગ્યતા જાળવવા પોતે દુન્યાની નેઅમતો ખાતી નથી, અને પિતા પણ અવલાદ માટે હજારો જાતની વિટંબણાઓ વેઠે છે, અવલાદને પોતાના પ્રાણ કરતાં પણ વધારે પ્રીય રાખે છે, તેના માટે રૂપીયા પેસાને કાંઇ ગણતો નથી દવા દારૂમાં, છઠ્ઠી છીલ્લામાં, શાદીબયાહમાં વર્ષગાંઠમાં જેટલું બને છે તેટલું ખરચ કરે છે, એવા શખ્સોનો અવલાદ ઉપર બેશક હક છે, અને જો કોઇ કપુત પોતાના માત પિતાના એવા હક ન બુઝે તો ખુદા જરૂર નારાજ થતો હશે, ધણી જોરૂમાં એક પ્રકારની પ્રીતિ હોય છે કે જેનું વર્ણન થઇ શકતું નથી. એ પ્રીતી જો ધણીમાં વધારે હોય તો તે આશક થઇ ગયો અને અગર જોરૂમાં પ્રીતી વધારે હોય તો તે આશક થઇ ગઇ અને તેની સ્થીતી

એક લોંડી કરતાં પણ વધારે ખરાબ છે. અને અગર આટલા દરજે પ્રીતી ન પહોંચી તો એતો માત્ર રીવાજી વાતો છે કે ધણીએ જોરૂનું લુગડાં લત્તાં પુરાં કરવાં, ખાવાની ખરચી આપવી. હા જોરૂને ઘટે છે કે પોતાના ધણીને આરામ પહોંચાડે. આથી વધુ હું તે વિશે કહી શકતી નથી.

ખાનમસાહેબ=માતા પોતાના બાળકની જે શેવા કરે છે તેનો આપે સારીપેઠે વર્ણન કરી પણ પિતા અને તેની સ્ત્રી એટલે માતા એ બન્ને વચ્ચેના હકો વર્ણવ્યા નહીં. જો રજા આપો તો હું વર્ણવું.

મઅસુમન=હા હા ઘણી ખુશીની સાથે ફરમાવો.

ખાનમસાહેબ=શરએ મુકદ્દસમાં બાપના હક માના હકથી વધારે કહેલો છે અને બાપ તે અવલાદના હકમાં મજાઝી ખુદા સમાન છે કેમકે તે બાળકની પેદાયશનું કારણ છે. અને ખુદાએ તઆલાએ કુરઆને શરીફમાં ઘણી ખરી જગ્યાએ પોતાના હકની સાથે માત પીતાના હકનું વર્ણન કર્યું છે. મ્હારી સમજ મુજબ ખુદા રસુલ અને બાર ઇમામોના હકની પછી માબાપના હક કરતાં વધારે બીજો કોઇ હક નથી. હદીસનો મઝમુન સાંભળવામાં આવ્યો છે કે હઝરતે રસુલે ખુદા સ૦ ને એક માણસે આવી વિનંતી કીધી કે મેં માનતા માની હતી કે મ્હારૂં ફલાણું કામ થઈ જશે તો હું બેહીશ્તના દરવાજાને ચુંબન કરીશ. હવે મ્હારૂં તે કામ થઇ ગયું, હવે હું ચુંમવા માટે બેહીશ્તના દરવાજા કયાં મેળવું ? હઝરતે ફરમાવ્યું કે બાપના પગ અને

માના કપાળ ઉપર ચુંબન કર. તેણે કહ્યું મારી મા અને બાપ બન્ને ગુજરી ગયાં છે, હજરતે ફરમાવ્યું કે બાપની કબરની પાએંતી અને માની કબરના સિરહાને ચુંબન કર. તેણે કહ્યું કે કબરોનું નીશાન નથી. ફરમાવ્યું કે જમીન ઉપર કબરનાં બે નીશાન બનાવ, એકને બાપની કબર સમજ અને બીજીને માની કબર સમજ, બાપની કબરની પાએંતી અને માની કબરના સીરહાને ચુંબન કર, તો આ હદીસથી સાબીત થાય છે કે દુન્યામાં માબાપનું હોવું બેહીસ્ત છે એટલે બેહીસ્ત મેળવવી માબાપની ખુશનુદી અને રાજીપા ઉપર આધાર રાખે છે, અગર ઘણાં નેક કામ કર્યાં હોય અને માંબાપ રાજી ન હોય તો બેહીસ્તની ખુશબો સુંઘવી પણ નસીબ થાય નહીં. આપે સાંભળ્યું નથી કે "ઓવૈસકરની" "યમન"ના રહેનારા હજરતે રસુલે ખુદા સ૦ ના અસહાબમાં ગણાય છે અને હજરત ઉપર આશીક તરીકે પ્રખ્યાત છે. જયારે તેઓએ સાંભળ્યું કે પયગમ્બરનો એક દાંત શહીદ થઈ ગયો ત્યારે તેઓએ પણ પોતાનો એક દાંત તોડી નાંખ્યો, પછી તેઓને વિચાર આવ્યો કે કે હજરતનો કયો દાંત તુટયો તે ખબર નથી તેથી તેઓએ પોતાના સઘળા દાંત તોડી નાંખ્યા. મશહુર છે કે તેઓની અવલાદના સરવે પુરૂષો બોખા રહે છે તેઓને દાંત ઉગતા નથી. તેઓની મા કાફેરા હતી તેણે રજા આપી નહીં તેથી પયગમ્બરની મુલાકાતે આવ્યા નહીં એકવખત રજા આપી પણ એ શરતે કે ત્યાં ઠહેરવું નહીં. જયારે ઓવૈસ મકાના-

માં આવ્યા તો હઝરત તશરીફ રાખતા નહુતા તેથી ઉમરાતે ચુપ્પી ચાલ્યા ગયા. જ્યારે હઝરત તશરીફ લાવ્યા ત્યારે ફરમાવ્યું કે "અમારા દોસ્ત ઓવૈસની ખુશબો આવે છે, અને ઓવૈસ એ માણસ છે કે તેની દોઆ સીત્તેર ગુન્હેગારોના હકમાં કબુલ થશે. આ તેઓનો મરતબો માના માતાની તાબેદારી કરવાથી થયો.

અને સ્ત્રી ઉપર પોતાના શવહર (ધણી)ની તાબેદારી કરવી એટલી વાજીબ છે કે હઝરતે પયગમ્બર સ૦ ફરમાવ્યું કે અગર ખુદા શીવાય બીજાને સીજદો કરવો જાયઝ હોત તો હું હુકમ આપત કે સ્ત્રીયો પોતાના ધણીયોને સીજદો કરે. અને ફરમાવ્યું છે કે જે સ્ત્રી પોતાના શવહરની તરફથી નારાજ થઈ મોંહ ફેરવીને સુઈ રહે તો સવાર સુધી ફીરીસ્તા લઅનત કરે છે અને ધણીની તાબેદારીથી સ્ત્રીયોને જે દરજાઓ મળ્યા છે તે વર્ણન લંબાણથી છે ક્યાં સુધી આપને હેરાન કરૂં ? એક દીવસ જનાબે ફાતેમા અ૦ હઝરતે રસુલે ખુદા સ૦ને સવાલ કર્યો કે બેહીશ્તમાં પહેલાં કઇ સ્ત્રી દાખલ થશે ? ફરમાવ્યુ કે ફલાણી સ્ત્રી કે જે અનસારીયોમાં છે. જનાબે ફાતેમા અ૦ પુછ્યું શું તે મ્હારા કરતાં પણ પહેલાં દાખલ થશે ? ફરમાવ્યું કે હા*

* નાજી કહે છે કે આ બાબતમાં મને શક છે કે જનાબે ફાતેમા અ૦ થી પહેલે કોઇ ઓરત જઇ શકે, તો આનો ખુલાસો મુજતેહદને પુછાવ્યા શીવાય કાંઇ પણ કહી શકાય નહી, અને હાલ પુછવાની ફુરસત પણ નથી ઇ૦ કોઇ મવકા ઉપર પુછાવી ખાત્રી કરીને જાહેર કરીશું.

પણ એવી રીતે કે તે તમારી આગળ-આગળ ચમર હલાવતી હશે. પછી પુછયું તેને આ મરતબો કેવી રીતે મળ્યો? ફરમાવ્યું ધણીની તાબેદારી કરવાથી, જનાબે ફાતેમા અ૦ અરજ કીધી મને રજા આપો તો હું તેને ત્યાં જઇને જોઉં કે તેણી પોતાના ધણીની તાબેદારી કેવી રીતે કરે છે? ફરમાવ્યું કે જાઓ પણ ત્યાં જે બાબત બને તે અમને કહેજો. જનાબે ફાતેમા અ૦ ત્યાં તશરીફ લઇ ગયાં, દરવાજો ખખડાવ્યો, તેનો ધણી ઘરમાં હતો નહીં. તે ઓરતે નામ પુછયું, જનાબે ફાતેમા અ૦ પોતાનું નામ બતાવ્યું. તેણીએ અરજ કરી હું અને મ્હારા માબાપ આપ ઉપર ફીદા થઇયે જો કે ઓરતોને સ્ત્રીઓથી પરદો નથી પણ મેં આપ માટે મ્હારા ધણીની રજા લીધી નથી, હું આજે રજા લઇ રાખીશ આપ કાલે તશરીફ લાવજો. જનાબે ફાતેમા અ૦ પાછાં આવ્યાં અને પોતાના વાલીદે બુઝુર્ગવારને તે બાબતની ખબર આપી, હજરતે ફરમાવ્યું કાલ જાઓ ત્યારે અલીને સાથે લઇને જજો. જ્યારે બીજે દીવસે જનાબે સૈયદાહ અ૦ જનાબે અલી અ૦ ને સાથે લઇ તેણીને ત્યાં ગયા, ત્યારે તે બાઇએ કહ્યું કે આપને આવવાની રજા છે પણ મેં હજરતે અલી અ૦ માટે પુછયું નથી, પછી જનાબે ફાતેમા અ૦ પાછાં આવ્યાં. ત્રીજે દીવસે જનાબે ઇમામે હસન અ૦ ને સાથે લઇને ગયાં તો તે બાઇએ હજરતે ઇમામે હસન અ૦ માટે ઉજર કર્યો. ચોથે દીવસે જનાબે ફાતેમા અ૦ હજરતે ઇમામે હુસયન અ૦ ને પણ લઇને ગયા તો તે બાઇએ તણ

સાહેબોને તો રજા આપી પણ હજરતે ઇમામે હુસયન અ૦ માટે ઉજ્ર કર્યો. પાંચમે દીવસે જ્યારે વળી તશરીફ લઇ ગયાં ત્યારે શ બાઇએ કહ્યું કે મને મ્હારા ધણીએ રજા આપી છે કે આપના ઘરનો કોઈ ગુલામ પણ મુજ લોંડી પાસે આવે તો તેને પણ રોકવો નહીં. જનાબે ફાતેમા અ૦ તેને ઘણી દોઆઓ આપી પાછાં આવ્યાં. હવે ધણીની ના ફરમાની અને તાબેદારી બન્નેના પરીણામનો અંદાજો કરી લ્યો આપે જે આપના ધણી વિશે ફરીયાદ અને શિકાયત કીધી કે તેઓ પોતાની મા બેહનના કહ્યા પ્રમાણે ચાલે છે અને મ્હારી હીમાયત કરતાં નથી, તો આપ માની તાબેદારી કેવી રીતે કરવી જોઇએ તેતો તમે સાંભળી ચુકયા, હવે કહો કે તેઓ ખુદા અને રસુલના હુકમ પ્રમાણે પોતાની માની તાબેદારી કરે કે તમારી તાબેદારી કરે? ઈન્સાફ અને ન્યાયની દ્રષ્ટીથી જુવો અને ઉંડા વિચાર કરો. અને તેઓએ તમારી હીમાયત ન કીધી તેમાં તેઓએ શો ગુનાહ કર્યો? તેઓ તો ખુદા અને રસુલનો હુકમ બજાવી લાવ્યા તેમાં ખોટું શું કર્યું. હું તો સત્ય કહું છું કે તમને એવો નેકબખ્ત મળવો મુશ્કીલ છે, અને તમે જે વાતોના પ્રસંગમાં કહ્યું કે મેં મ્હારા માબાપની તાબેદારી પણ કીધી નથી તો એમાં તમે શી સારી વાત કરી? એમાં તમે મગરૂરી શાની માનો છો?

ખુદાનો ગુનાહ અને તેની આગ્નાનું ઉલંઘન કરીને ગર્વ કરવો અને મગરૂરી મારવી તેતો વાહ! આપનુંજ કામ છે!!! સાચું બોલો તમે ખુદા અને રસુલનો ગુનાહ

કર્યો કે નહીં ? તેમાં તમારો કસુર નથી, કસુર તમારા મા બાપનો છે જેઓએ તમને કાંઇપણ સુશીક્ષણ આપ્યા વિના લાડમાંને લાડમાં મોહટાં કીધાં, જે લાડનો તમે એવો લાભ લીધો કે તમે તેઓને માથે ચઢી બેઠાં અને માબાપની જે તાબેદારી કરવી તમારા ઉપર વાજીબ હતી તે છોડી દીધી. આપે ખુદા અને તેના રસુલનો કેવો મોહટો ગુનાહ કર્યો ? અને જ્યારે તમે તમારા ધણીની મરજી વિરૂદ્ધ ચાલ્યા અને તેઓ તમારાથી નારાજ થયા તો હવે વિચારો કે ખુદા સામે તમારો શો હાલ થશે ? તમે કાંઇ ન્હાના નથી. માશા અલ્લાહ મોહટા છો સમજુ છો; માણસનું કામ છે કે કાંઇ પણ કામ શરૂ કરવા પ્હેલાં તેના ભુત ભવિષ્યનો વિચાર કરી લે. અને જે સ્વભાવથી સાસુ સસરા નણંદ જેઠાણી પોતાના પતિ ઇત્યાદી સરવે સગા સ્નેહીયો નારાજ રહે તેવો સ્વભાવ શા કામનો ? એવો સ્વભાવ રાખવો પોતાના આખા કુટુંબને અને સરવે સગા વ્હાલાઓને દુશ્મન બનાવવાના કારણરૂપ છે. સરવે રાજી રહે એવો સ્વભાવ કેમ રાખી ન શકાય ? હા હયવાન તો કદાચ રાખી ન શકે. માણસ શું નથી કરી શકતો ? ચાર દીવસની દુન્યા છે, હંશી ખુશીથી પોતાનો સંસાર ચલાવો અલ્લાહ તથા તેના રસુલની આજ્ઞાઓને અનુસરી ચાલો એટલે અહીંયા એ સુખ અને ત્યાં પણ (આખેરત) સુખ નહીં તો અહીંયાએ દુઃખ અને ત્યાં પણ દુઃખ ખુદાએ તઆલાએ કુરઆને શરીફમાં ફરમાવ્યું છે જે "ખસેરદુન્યા વલ આખેરહ" એટલે દીન

અને દુન્યા બંન્નેનું નુકશાન મેં જે કહ્યું તે ઉપર જરા પુરો વિચાર કરો. આકરો સ્વભાવ મુકી દયો પોતાના પતીની તાબેદારી કરો જેથી તે તમારાથી રાજી રહેશે. સગા વ્હાલાઓ સાથે હળીમળી ચાલો. જ્યાં સુધી બીજાઓનાં વેણ સાંખી શકશો નહીં અને પોતાને તુચ્છ અને નાચીઝ સમજશો નહીં ત્યાં સુધી સરવેની નજરમાં હલકાં રહેશો. અને જ્યારે પતિની સાસુ સસરાની નણંદ જેઠાણીની તાબેદારી અને શેવા બજાવી લાવશો ત્યારે તેઓ સઘળાં તમારાથી ખુશ રહેશે અને લોકોમાં તેઓજ તમારી વાહ વાહ ગાશે, અને તમે ધીમે ધીમે આખા ઘરના માલીક થઈ જશો અને તેઓ સરવે તમારી તાબેદારી કરવા લાગશે. એ તો તમને આ વાતો તમારા ભલા માટે કહી છે, જો તમને પસંદ આવી હોય અને તે ઉપર અમલ કરશો તો તેનું પરીણામ સારૂં જોશો, નહીં તો બાપા તમને તમારો અધિકાર છે, અગર તમે સુખમાં રહેશો તો થોડુંજ મને તેમાંથી મળવાનું છે ? અને તમને દુઃખ હશે તો મ્હારે થોડુંજ ભોગવવાનું છે ? હા એટલી વાત જરૂર છે કે તમે સૈયદઝાદી છો આલે રસુલ છો, તમને સુખી જોઇશ તો મ્હારૂં મન ખુશ થશે અને તમને દુઃખમાં જોઇશ તો મને પણ દુઃખ થશે.

બેગમસાહેબ=બ્હેન ! ખાનમ સાહેબે જે વાતો કરી તે હૃદય ઉપર કોતરી લેવા જોગ છે, આવી શીખામણ આપનાર તને બીજું કોઇ મળ્યું નહીં હશે. જો હજુ તમે તમારા સ્વભાવને સંભાળશો અને જરા વધુ ધીરજ ધરશો તો સારૂં

પરીણામ આવવાની વકી છે, તમે તમારા ગુસ્સાને કાબુમાં રાખો અને નિશદિન પોતાના પતીને ખુશી રાખવાના પ્રયત્ન કરો, જેની તાબેદારી કરવામાં તમારો પતી ખુશ હોય તેની તાંબેદારી કરો, અને જેની તાબેદારી કરવામાં તે નાખુશ હોય તેની તાબેદારી ન કરો તમારા હકમાં તો એજ વાત બેહતર છે. તમે જાણો છો કે તમારા પતિ એટલી બધી સુખી અવસ્થામાં નથી, તો જ્યારે ઘર સબંધીના કામકાજ તમે ન કરો તો બીજું કોણ કરે ! શું તમારા પતિને તેની મા બેહનો ઘરમાં કામકાજ કરે વાસીદું પુંજો વાળો, વાસણ ઊટકે અને તમે બેઠાં બેઠાં જોયાં કરો એ તેને સારૂં લાગતું હશે ? માટે જે કામ કરવું તે વિચારપુર્વક કરવું એ સમજુનું કામ છે. તમે ધારો કે આવા રોજના કંકાશ ટાળવા માટે તે તમને તલાક આપી દીયે અને બીજા નીકાહ કરે તો પછી તમે શું કરશો ? માતપિતાની નજરમાં હલકાં પડશો, પછી માતપિતાનાજ રોટલા ખાવા તેમાં શું વળ્યું? આખી જીંદગી રડવા કુટવામાં અને અફસોસીમાં ગાળવા વિના બીજો એકે ઉપાય નથી.

મન્ઝસુમન=લાંબા વખત સુધી આ વાતો મુંગે મોઢે સાંભળતી રહી, તેનું મન ભરાઇ આવ્યું તેથી રડવા લાગી. બેગમસાહેબના પગ ઉપર માથું નમાવી દીધું અને કહેવા લાગી કે મેં મ્હારા કરડા સ્વભાવ અને મ્હારી અજ્ઞાનતાનું પરીણામ જોઇ લીધું. આજના ભાગ્યવંતા દીવસનું ભલું થજો કે હું અત્રે આવી. અગર જો ગુસ્સામાંને ગુસ્સામાં

કાનપુર ચાલી જાત તો આપે કહ્યું એમજ ખરેખર થાત અને હું ન વાટની કે ન ઘાટની રહેત, હવે હું તૌબા (પશ્ચાતાપ) કરૂં છું અને ખુદા અને તેના રસુલને સાક્ષી રાખુ છું કે જ્યાં સુધી મ્હારાથી બનશે ત્યાં સુધી હું મ્હારા પતીને રાજી રાખીશ, અને જેમાં તે ખુશ હશે તે કામ કરીશ, મ્હારી સાસુ મને અગર દસ ખાસડાં મારશે તો ખાઈ લઈશ. પણ મને શરમ આવે છે કે કાલ સુધી તો હું તેઓની સાથે લડતી વઢતી રહી તો આજ હું શું મોંહ લઇને તેઓની પાસે જઇશ ? અને હું કેવી રીતે માફી ચાહીશ ? અને તેઓ મ્હારી વાતને કેવી રીતે માનશે ? અને મ્હારી તરફ તેઓનું મન કેવી રીતે સાફ થશે? માટે મ્હારી વીનંતી છે કે આપ અને ખાનમસાહેબ એકાદ કલાક માટે મ્હારી સાથે મ્હારે ત્યાં આવો અને ત્યાં જઇ મને મ્હારી સાસુજીના કદમો ઉપર ઝુકાવી દયો અને મ્હારી તકસીર અને ભુલ માફ કરાવી આપો, મ્હારી નણંદ સાથે પણ મ્હારો મેળાપ કરાવી આપો, અને મ્હારા પતીને પણ મ્હારો કસુર માફ કરવાનું કહો.

બેગમુસાહેબ= આ વખતે તો હું તમારી વાતોથી ઘણો ખુશ થઇ, ખુદા તમને આ દુન્યામાં અને આખેરતમાં સુખી રાખે. હું તમારા હિતાર્થે ચાલવા હાજર છું. આતો એક કલાકનું કામ છે અગર ચાર પાંચ દીવસનું હોય તોપણ શું થયુ? હાજર છું. પણ જરા આજનો દીવસ રહી જાઓ તો સારૂં કેમકે હું મીર સાહેબની રજા લીધા વીના આવી

શકતી નથી. જો તેઓ રજા આપશે તો કાલે સવારે આ-
પણે સઘળાં સાથે ચાલીશું." પછી જ્યારે મીર સાહેબ ઘરમાં
આવ્યા ત્યારે બેગમસાહેબે સરવે બીનાઓ કહી રજા માંગી.

મીરસાહેબ=ખુદા ખાનમસાહેબને જે તેનો નેક બદલો
આપે આ તેઓનાજ કદમની બરકત છે, ઘણું સારૂં હું
રાજી છું હાલ મઅસુમનને તેના સાસરે લઇ જાઓ અને
તેઓમાં સફાઇ કરાવી દયો.

બીજે દીવસે બેગમ સાહેબ, મઅસુમન અને ખાનમ
સાહેબ સહીત સવાર થયા અને મીર કરમઅલીને ઘેર જ-
ઇને ઉતર્યા અને મીર કરમઅલીની માની પાસે ગયાં અને
સલામ કરીને બેઠા, તેઓ અરસપરસ ભેટયા. ખાનમસાહેબે
ઇશારો કર્યો તેથી મઅસુમન પોતાની સાસુના કદમો ઉપર
પડી ગઇ.

બેગમસાહેબ=તમારી વહુને સમજાવવાથી અને ઠપકો
આપવાથી તેણીએ પોતાની બદમીઝાજી અને મગરૂરી મુકી
દઇ, અને તમારી સાથે પહેલાં ગેરવર્તણુકથી વરતતી હતી
તેનાથી તોબા કરી હવેથી તેમ ન કરવાના સાગન ખાધા.
હવે તેણી હમેશાં તમારી તાબેદારી બજાવી લાવશે અને
આપની મરજી વીરૂદ્ધ કોઇ કામ કરશે નહીં, તેને ગળે
મળો અને તેનાં આંસુ લુછો અને તેનો કસુર માફ કરો
અને તેની તરફથી આપના મનમાં જે મેલ હોય તે
કાઢી નાંખો.

મીર કરમઅલીની માની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં

અને તેણી કહેવા લાગી મેં મ્હારા દીકરાનાં લગ્ન એટલા માટે કર્યાં હતા કે વહુ આવશે, મ્હારૂં ઘર આબાદ થશે, ઘડપણમાં મ્હારી શેવા ચાકરી કરશે, ઘરના કામ કાજની ફીકરથી મને છોડવશે, પણ જ્યારે તેણી આવી ત્યારે તો તેથી ઉલટું જણાયું. રાત દીવસ રકઝકમાંજ ગુજરે છે, તેના મોંહથી એવી વાતો સાંભળી કે તેવી બરાબરની બીબીયોથી પણ સાંભળી નહતી. હશે હવે સમજી તેઃ સુખેથી પોતાના ધણી સાથે રહી ઘર માંડે, ખુદા તેને ખુશ રાખે, મ્હારો જીવ તેઓને સુખી જોઇ ઠરશે. પછી તેણીએ પોતાની વહુનું માથું પોતાના ખોળામાંથી ઉપાડી લીધું, આંસુઓ લુછી નાંખ્યા અને તેને અનહદ દોઆઓ આપી અને તેને કહ્યું કે વહુ તને સારૂં લાગે તે કરજે, મ્હારૂં મન તો એનીમેળે ખુશ થશે.

બેગમ સાહેબે મીર કરમઅલીની બ્હેન તરફ જોઇને કહ્યું કે તમે પણ તમારા મનમાંથી તમારી ભાભી પ્રત્યેનો મેલ કાઢી નાંખો અને તેનો કસુર માફ કરો, પરાયા ઘરની દીકરી છે ખુદાએ તમારા ઘરમાં તેનું અન્નજળ ઉતાર્યું છે, તેની સાથે હળીમળીને રહો અને પ્રીતિભાવથી વરતો, જો તેઓથી કોઇ ભુલચુક થઇ જાય તો તેને દરગુજર કરો અને ફરી તેનાથી એવુંજ થાય તો સમજાવો પણ પોતાના ભાઇ પાસે તેની ફરીયાદ ન કરો અને કાંઇ તમારો કસુર થાય તો માફ કરો.

બેગમસાહેબ=પરદો નાંખી મીર કરમઅલીને બોલાવો.

પછી મીર કરમઅલી આવ્યા અને ત્યાં બેઠા, બેગમસાહેબ તેઓની બહેનની સાથે વાતો કરતા હોય તેમ વાતો કરવા લાગ્યા. મીર કરમઅલીની બહેને પોતાના ભાઇને કહ્યું કે બેગમસાહેબ આપને સલામ કહે છે અને કહે છે કે આપની સ્ત્રી મઅસુમે હવેથી કરડો સ્વભાવ અને મગરૂરી મુકી દીધી, અને તેણે તોબા કરી એવા સોગન ખાધા છે કે જેમાં આપની ખુશી હશે તે કામને કરશે અને કોઇ પણ બાબતમાં આપની મરજી વિરૂધ્ધ વરતશે કે ચાલશે નહીં. આપ તેના કસુરને માફ કરો અને જેવી રીતે દુન્યાનો નિયમ છે તેવી રીતે ખુશી આનંદથી ઘર વહેવાર ચલાવો, અગર કોઇ વાતમાં તેનાથી ભુલચુક થઇ જાય તો આપ માફ કરશો કેમકે પડેલી ટેવ ધીમે ધીમે નીકળે છે, જેવીતેવી નજીવી વાતની કાંઇ દરકાર રાખશો નહીં, અને તેને સમજાવી ફોસલાવીને કામ લીધા કરો.

મીર કરમઅલી—મ્હારી તરફથી બેગમસાહેબને સલામ અરજ કરો અને કહો કે હું તો હમેશાથી એમજ ચાહતો હતો કે જે કાંઇ મને મળી શકે તે લાવીને તેઓની સામે મુકું અને તેઓ તેને યોગ્ય રીતે અને વ્યવસ્થા પુર્વક વાપરે મને અને મ્હારી માતાને પકાવીને ખવરાવે. પણ એ કેમ થાય ? તેનો મીજાજ તો હમેશાં આકાશ ઉપર ચઢેલો રહેતો, હજુ અગર તે સમજી છે તો મને તેની તરફથી કોઇ જાતનું દુઃખ નથી, પોતાના ઘરની વ્યવસ્થા સારી પેઠે કરે, મ્હારી માની શેવા ચાકરી બજાવે એટલે થયું હું ખુશી મ્હારો ખુદા ખુશી.

અર્થાત—આવી રીતે તેણી સુરતેને અરસપરસ મેળવી ખાનમસાહિબને લઈ બેગમસાહેબ પોતાને ઘેર આવ્યા.

# પ્રકરણ ૧૬ મું.



## શોકોની અદેખાઈ અને સલાહ કરાવનાર નેક બાઇ.

### ફસલ પહેલી.

#### મોહમ્મદ જાફરે બીજી ઓરત કરી.

બેગમ સાહેબના એક નાના હતા તેઓનુ નામ મીર મોહમ્મદ મુરાદ હતું, તેઓ છ ગામના ધણી હતા. તેઓ પૈસે ટકે સુખી હતાં. ઘેર ઘોડા, ગાડી, ભેંસો ગાયો ઇત્યાદી સુખની સરવે સામગ્રા તૈયાર હતી તેઓને મીર હસનઅલી અને મીર હુસયનઅલી એ નામના બે પુત્રો હતા.

આ બે પુત્રો મુકી મીર મોહમ્મદ મુરાદ આખેરત પ્રત્યે કુચ કરી ગયા. મીર હસનઅલીની વય જવાન હતી અને મીર હુસયનઅલી દસ વર્ષના હતા. મોહટા ભાઇએ તેઓને પાળીને ઉછેર્યા જ્યારે જવાન થયા ત્યારે તેઓનાં લગ્ન કરી આપ્યાં પછી મોહટા ભાઇએ જે મીલકત સૈયદાબાદમાં હતી તેનું એક મોહટું લીષ્ટ લખ્યું અને કાકાના દીકરાઓ અને બીજા વારીસો અને

હકદારો ઇત્યાદીયોના હીસ્સા જુદા પાડયા, તેઓએ પોતાના નાના ભાઇને કહ્યું કે મ્હારા અને તમારા પ્રાંડ સુધી તો મ્હારે અને તમારે સારો બનાવ રહયો, તમારાથી જેટલી બની તેટલી તમે મ્હારી ચાકરી કરી અને હું પણ તમારા માટે જે કરવું ઘટતું હતું તે કરી ગુજર્યો, માશાઅલ્લાહ તમારા લગ્ન પણ થઇ ગયા. મ્હારી અવલાદ મવજુદ છે. જીંદગીનો કાંઇ ભરોસો નથી, ખુદા જાણે કે કયારે આંખો બંધ થઇ જશે માટે એનો પહેલાંથી વિચાર કરવો જોઇએ છીએ. મ્હારી પાછળ મ્હારાં છોકરાં કદાચ એવાં નીકળે કે તેઓ તમારી તાબેદારી ન કરે અને આ જમીનદારી અને જાગીર માટે તમારી સાથે લડવા અને તકરાર કરવા ઉભા થાય,

ઝર જોરૂ અને જાગીર એ ત્રણે કજીયાનાં મુળ

એ તો આપ સારીપેઠે જાણોછોજ. હું તો દોઆ કરૂં છું કે ખુદા મ્હારી અવલાદને એવી ન બનાવે પણ શો ભરોસો? એવી નીકળે તો પછી શો ઉપાય? માટે મ્હારા આત્માને નકામુ દુઃખ ન પહોંચે એટલા માટે મેં અત્યારથી આપણે સરવે જાગીરનું લીષ્ટ અને વસીયતનામુ ઉતારી રાખ્યું છે. આ બે ચીઠ્ઠીઓ છે માટે તેમાંથી જે ચાહો તે ઉપાડી લ્યો.

મીર હુસૈનઅલી (આંખમાં ઝળઝળીયાં ભરાઇ ગયા) હું અત્યાર સુધી આપને ભાઇ જાણતો નહતો બલકે મ્હારા આકા અને હું પોતાને આપનો ગુલામ સમજતો હતો, મ્હારી જીંદગીમાં કદી લડાઇ થાય તેમ નથી કેમકે બે હાથે તાળી વાગે છે જ્યારે તેઓ મ્હારી સાથે સારી રીતે વરતે ત્યારે હું શામાટે તેઓની પાછળ લાગું.

મીર હસનઅલી=ખુદાએ અને તેના રસુલે તમારો જે હક ઠેરાવ્યો છે તે લઇ લ્યો અને આ બે ચીઠીયોમાંની એક ઉપાડી લ્યો.

મીર હુસેનઅલી=મ્હારાથી એવી બેઅદબી કદી થશે નહીં. આપ આપના હાથથી ઉપાડી મને આપો, આપ મને જે આપશો તે કબુલ છે, મીર હસનઅલીએ પોતાની આંખો બંધ કરી દીધી પછી તેમાંની એક ચીઠ્ઠી ઉપાડી અને તે મીર હુસૈનઅલીના હાથમાં આપી દીધી. મીર હુસૈનઅલીએ તે લઇ પોતાના માથે મુકી સલામ કરી.

મીર હુસૈનઅલી=શું આજથી હવે મને તમારે ત્યાંથી ખાણું મળશે નહીં. અને આપ હજુર હમારા માથે બેઠાં છો તેવામાં અમારે જુદા ચુલ્હા ફુંકવો પડશે ?

મીર હસનઅલી=વાહ ! એમ થાય ! જ્યાં સુધી મ્હારા જીવમાં જીવ છે ત્યાં સુધી આપ મ્હારી સાથેજ રહેશો તેઓએ વસીયતનામામાં લખ્યું હતું કે મ્હારી મીલકત અને જાગીરની જે વહેંચણી કરવાની લખી છે તે મ્હારા ગુસલ કફન દફનની બાદ વહેંચી આપવામાં આવે, અને તે વહેંચતાં મ્હારી જંગમ મીલકત જેમ કે ઘોડા ગાડી, બળદ ભેંસો ગાયો ઈત્યાદી ઘરનું રાચ રચીલું જેટલું હોય તેટલું સરવે મ્હારા ભાઇ મીર હુસૈનઅલીનું છે, તેમાં મ્હારા બન્ને પુત્રો, મોહમ્મદ બાકીર અને મોહમ્મદ જઅફરનો કાંઇ હક નથી. હા જો તેઓના કાકા એટલે મ્હારા મજકુરભાઇ

તેઓને જે રાજી ખુશીથી આપે તે લે; અને હું મ્હારા પુત્રોને મ્હારા ભાઇની તાબેદારી કરવાની અને તેઓને ખુશ રાખવાની વસીયત કરૂં છું, નહીં તો મ્હારો રૂહ નાખુશ થશે, અને તેઓ મ્હારા પુત્ર સમાન ન ગણાતાં મ્હારી મીરાસથી મહરૂમ રહેશે.

મીર હસનઅલી ત્રણ ચાર વરસ પછી મરણ પામ્યા, મીર હુસૈનઅલી પોતાના ભત્રીજાઓની સાથે રાજી ખુશીથી રહેવા લાગ્યા, મીર હુસૈનઅલીને એક દીકરો અને એક દીકરી હતા તે શીતળાના રોગમાં મરણ પામ્યો હતો. દીકરીની વય ચૌદ પંદર વર્ષની હતી અને તેનું નામ "હસીના" હતું.

મીર હુસૈનઅલીએ પોતાના મનમાં કહ્યું કે મ્હારા ભાઇ જેવી સારી રીતે મ્હારી સાથે વરત્યા છે તેવી સારી રીતે ભાગ્યેજ કોઇના ભાઇ વરતતા હશે, પણ અફસોસ હું તેઓના ઉપકારનો બદલો વાળી શકયો નહીં તેઓની અવલાદ સાથે પણ તેઓની નેકીના બદલા તરીકે કાંઇ કરી શકયો નહીં, મ્હારી અવલાદમાં મ્હારી એક દીકરીછે અને તેજ મ્હારી વારસ પણ છે. મોહમ્મદ બાકર અને મોહમ્મદ જાઅફર બન્નેના લગ્ન થઇ ગયાં છે નહીં તો તે બન્નેમાંથી કોઇની સાથે પણ આ મ્હારી દીકરી પરણાવી દેત. આમ કર્યાથી દીકરી તથા માલ મીલકત પણ ઘરમાંથી બહાર જાત નહીં. પણ શું કરવું ? આ મત તેઓએ પોતાના મીત્ર "મોહમ્મદ" મીરઝા આગળ દર્શાવ્યો, તેઓએ કહ્યું હા, તમારો વિચાર તો ઘણો સરસ છે. પણ તમે ગભરાઓ છો

આ માટે તમારા ભત્રીજાઓનાં લગ્ન થઇ ગયાં છે તો તેમાં શી ફીકર છે? કાંઇ શરીયતની વીરૂધ્ધ કે રીવાજની વિરૂધ્ધ નથી. તેં બન્નેમાંથી ચાહો તેની સાથે આપ, આપની પુત્રીના નીકાહ પઢાવી આપો અને આમ કર્યાથી હું આશા રાખું છું કે તમારા ભત્રીજાઓ પણ તમારે વશ રહેશે.

મીર હુસેનઅલી=હા, તમે કહો છો તો સાચું ?! હજુ પણ થઇ શકે છે, કાંઈ બગડી ગયું નથી. પણ જરા મન એ ઠેકાણે વિચારમાં પડે છે કે મ્હારી દીકરી અને તેઓની પહેલી સ્ત્રીમાં કાંઈ અણબનાવ ન થાય નહીંતો મ્હારે અને મ્હારા ભત્રીજાને બુરાઇ થશે, ઘર ભાગશે અને દરરોજનો કંકાશ અને દરરોજની ફરિયાદો આવ્યે રહેશે.

મોહમ્મદ મીરઝા=પણ તેઓ બન્ને સાથે શામાટે રહે કે અણબનાવ થાય ? તેનું ઘર જુદુ તમારી દીકરીનું ઘર જુદું, પેલી અહીંયાં ન આવે અને આ ત્યાં ન જાય જાણે એક બીજીને ઓળખતાંજ નથી એમ ન રાખે કે ટંટો કે કંકાશ થાય ?

મીર હુસૈનઅલી=હા એ વાત પણ ખરી છે ઉપરાંત કાંઈ શરઅ કે રીવાજનો પણ વાંધો આવતો નથી. પછી તેઓની અને આપણી તગદીર, આપણો કાંઇ ઉપાય છે. મને મોહમદ બાકેરની કેટલીક આદતો પસંદ નથી હા અલબત્તા મોહમ્મદ જઅફર સર્વ પ્રકારે લાયકાત ધરાવે છે, તેઓને તમે બોલાવી આવો, હું તેઓને તેઓનો મત પુછું જો તેઓ રાજી હોય તો આજે રબીઉલ અવ્વલની ૧૭ મા રાત છે

આજેજ નોકાહ પઢાવી આપું. મોહમ્મદ મીરઝા, મોહમ્મદ જઅફરને બોલાવી લાવ્યા, તેઓએ આવતાંજ પોતાના કાકાને નમીને સલામ કીધી પછી તેઓની પાસે જઈને બેઠા.

મીર હુસૈનઅલી=બેટા! મેં આજ તમને એક સલાહ પુછવા માટ બોલાવ્યા છે.

મીર મોહમ્મદ જઅફર=આજ્ઞા ?

મીર હુસૈનઅલી=તમે જાણો છો કે મ્હારે એક તેર ચોદ વરસની દીકરી શીવાય બીજી કાંઇ અવલાદ નથી. મીલકતમાં ત્રણ ગામ છે. બાકીની તેમાં વસ્તી રૈયતછે દોલ્લત તેણી માટે ઘણું છે, હવે હું તેના નીકાહ પઢાવી આપવા ચાહું છું; રાત દીવસ મને એજ ફિકર લાગી છે, એક દહાડો પહાડ જેવો જાય છે.

મોહમ્મદ જઅફર=આપે અત્યાર સુધી મ્હારી સાથે એ વિશે કાંઇ વાત કરી નથી નહીં તો હું વાત કરત. આપ જાણો છો કે આપણા સગા વ્હાલાંઓમાં ઘણાં છોકરાઓ છે તેઓમાં ઘણાં લાયક પણ છે, આપ જેને ચાહતા હો અને જેની તરફ આપનું વલણ હોય તે મને બતાવો હું તનમન ધનથી તે માટે કોશીશ કરી આપની ખીદમત બજાવી લાવીશ.

મીર હુસૈનઅલી=હા ઘણાં જણાં છે, એમાં કાંઇ શક નથી પણ મ્હારા વિચારનો શો ઉપાય થાય? હું ચાહું છું કે દીકરી અને મ્હારી રીયાસત અને માલ મીલકત [illegible]